# ભીલોનાં ગીત.

સંગ્રહકર્તા

**નાથજી મહેશ્વર પાઠક,**

**મહેતાજી, દુધીઆ, દેવગઢબારીઆ** ( રેવાકાંઠા ).

પ્રકાશક

**કૃષ્ણલાલ સુરજરામ વકીલ, બી. એ.**

સુપરિન્ટેન્ડન્ટ, ઑફિસ ઑફ ધી ડિરેક્ટર ઑફ પબ્લિક ઇન્સ્ટ્રક્શન, પુણા.

આવૃત્તિ ૧ લી. સને ૧૯૧૫. નકલ ૫૦૦.

**અમદાવાદ**

ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યાં.

**કિંમત રૂ. ૧-૦-૦**

પ્રિન્ટિંગ એજન્ટ

**જીવનલાલ અમરશી મહેતા,**

મેનેજર-પ્રિન્ટિંગવર્ક્સ એન્ડ બુક્સ એજન્સિ, **અમદાવાદ.**

મહેરબાન આર્. બી. યૂબેંક બી. એ., આઇ. સી. એસ.
તરફથી

આ ભિલોડી ગીતોનો સંગ્રહ કરવામાં
વારંવાર જે ઉત્તેજન મળ્યું છે
તેને માટે ઉપકાર પ્રદર્શિત
કરવાને આ પુસ્તક એ
સાહેબને અર્પણ
કરૂં છું.

તા. ૧૫ મી સપ્ટેમ્બર, ૧૯૧૫.

નાથજી મહેશ્વર પાઠક.

# પ્રસ્તાવના.

સને ૧૯૧૦ ના ફેબ્રુઆરી માસમાં ડુંગરપુર તાબાના ચીકલી ગામે ભીલ લોકોના સરહદી દાવા ચુકવનારી બૉર્ડરકોર્ટમાં રેવાકાંઠા તરફથી ત્યાંના આસિસ્ટંટ પોલિટિકલ એજંટ મે. આર. બી. યૂએંક આવ્યા હતા અને તેમણે પોતાની ઓફિસ સાથે સૂંથ તાબાના પ્રતાપગઢ ગામે મુકામ કર્યો હતો. તે વખતે હું પ્રતાપગઢમાં મહેતાજી હતો. તેઓનો ત્યાં મુકામ રહ્યો તે દરમિઆન મને તેમના શિરસ્તેદાર રા. રા. ગુણવંતરાય હિરાલાલ દેસાઈ સાથે કાંઇક પરિચય થયો, અને તેઓએ મને પંચમહાલમાંથી મેળવેલાં કેટલાંક ભિલોડી ગીતો બતાવ્યાં અને જણાવ્યું કે સાહેબને ભિલોડી ગીતનો ઘણો શોખ છે માટે અહીંનાં એવાં ગીતો મેળવી આપો તો ઘણું સારૂં. મને પણ એ વિષયનો શોખ હોવાથી મેં ઘણી ખુશીની સાથે એ કામ કબુલ કર્યું.

આ ગીતો એકઠાં કરવામાં મને ઘણી મહેનત તથા મુશ્કેલી પડી છે. શરૂઆતમાં હું ભીલો ગાતા ત્યાં જતો એટલે તેઓ શરમાઇ જતા ને ગાતા બંધ પડી જતા. હું તેઓને બહુ સમજાવતો ત્યારે તેઓ ગાવું પાછુ શરૂ કરતા. દરેક કડી બબ્બે વખત ગાતા હોવાથી મને વધારે અનુકૂળ પડતું; કારણ કે પહેલી વખત કાંઇક લખવું રહી જતું તો બીજી વખત તે પુરૂં કરી લેતો. ઘણી વાર રાગડા કાઢી ગાવાની તેમની ઢબને લીધે શબ્દોની સમજ પડતી નહિ, તેથી મારી નિશાળનો આસિસ્ટંટ શિક્ષક કલજી પુના જે પ્રતાપગઢનોજ વતની અને જાતે ભીલ હતો તેને હું ઘણુંખરૂ મારી સાથે રાખતો. ગીતોમાં કાંઈ લૂટફાટની કે મારફાડની વાત આવતી કે લોકો બંધ થઈ જતા, એવા ડરથી કે રખેને હું એ પરથી અમલદારોને બાતમી આપી તેમને પકડાવી દઈશ. મે. યૂએંક સાહેબનો પ્રતાપગઢ મુકામ હતો તે દરમિઆન એક દિવસ રાત્રે એ પ્રમાણે બન્યું. વાગડમાં ચોથ લેવા જવા વિષેનું ગીત (૫૪મું) ગાતાં છેલ્લે મારામારીની વાત આવે છે ત્યાં તેઓ એકદમ અટકી ગયા, ત્યારે મેં તથા મારા આસિસ્ટંટે તેમને

ઘણુંએ સમજાવ્યા છતાં પણ તેઓ સમજ્યા નહિ અને છેવટ કાયર થઇને અમારે ચાલ્યા જવું પડયું. પછી બીજે દિવસે મારા આસિસ્ટંટે એ ગીત પુરૂં કરાવ્યું. વખત જતાં એ લોકોનો વહેમ ઓછો થતો ગયો તેમ તેમ મુસ્કેલી ઓછી થતી ગઇ.

ગીતો મેળવવામાં મારા આસિસ્ટંટ ઉપરાંત પ્રતાપગઢ સ્કૂલ કમિટીના મેમ્બર પારગી બાધર માવજી તથા પારગી કેસરા પુના તરફથી પણ મદદ મળી છે તે સર્વેનો આ સ્થળે આભાર માનું છું.

ભીલોની ભાષા બદલાય નહિ તે વિષે મેં ઘણી કાળજી રાખી છે. તે જેવી રીતે ગવાતાં ને તેમાં આવતા બોલો બોલાતા તેવીજ રીતે મેં તે ઉતારી લીધાં છે. ગીતોમાં આવતા કઠણ શબ્દના અર્થ એ લોકો પાસેજ મેળવેલા છે. જ્યારે કોઈ શબ્દના અર્થ તેઓ સમજાવી શકતા નહિ ત્યારે તેઓ કહેતા કે એ તો એમ બોલાય છે, જેમકે "મા'રાજા હેલી" ( ગીત ૫૪ મુ ).

લગ્નોમાં, મેળાઓમાં, તથા બીજા પ્રસંગોમાં આ લોકો ઘણુંખરૂં મરદ તથા બૈરાં સામસામાં ઉભાં રહી ગાય છે. તેમ કેટલીક વખત તેઓ છુટાં છુટાં પણ ગાય છે. ઘણુંખરૂં, દરેક ટુંક બબ્બેવાર ગાય છે. ગીતોના રાગ જુદા જુદા હોય છે. એ લોકોનું ગાવું કાનને મધુર લાગતું નથી, તોપણ તે સાંભળવાથી ઘણી રમુજ પડે છે ખરી. હું દરેક ગીત તેમના રાગમાંજ ગાઈ શકું છું.

આમાંનાં ઘણાં ગીતો જુનાં છે અને કેટલાંક હાલના વખતનાં છે.

રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવે આ ગીતો વાંચી જઈ એના સંબંધમાં કેટલીક ઉપયોગી સુચના કરી હતી, તથા વાંસવાડા સંસ્થાનના ન્યાયાધીશ રા. રા. સન્મુખરામ સુરજરામ વકીલે ગીત ૬૪ તથા ૬૫ના સંબંધમાં કેટલીક ઐતિહાસિક બીના મેળવી આપી હતી તેઓનો આ સ્થળે આભાર માનું છું.

તા. ૧૫ મી સપ્ટેમ્બર, ૧૯૧૫. **નાથજી મહેશ્વર પાઠક.**

# ભીલ લોકો.

આ પુસ્તક ભિલોડી ગીતનું હોવાથી આરંભમાં ભીલ લોકો વિષે કાંઈક હકીકત આપી હોય તો અસ્થાને નહિ ગણાય.

ભીલ લોકો અનાર્ય એટલે આ દેશના મૂળ વતની છે એમ મનાય છે. જેમ જેમ સુધરેલા આર્ય લોકો હિંદના જુદા જુદા ભાગોમાં પ્રસરતા ગયા તેમ તેમ આ મૂળ વતનીઓ પહાડો તથા જંગલોમાં ભરાતા ગયા અને ત્યાં જઇને નિર્ભયપણે વસવા લાગ્યા.

એ લોકોની વસ્તી દક્ષિણ રજપુતાનામાં આવેલાં ઉદેપુર, વાંસવાડા, તથા ડુંગરપુર રાજ્યોમાં, ગુજરાતમાં પંચમહાલ–રેવાકાંઠામાં, તથા દક્ષિણમાં ખાનદેશમાં મુખ્યત્વે કરીને છે. ખાસ કરીને દક્ષિણ રજપુતાનામાં એ લોકોનું જોર વિશેષ છે.

આ ગીતો વાંસવાડા, ડુંગરપુર તથા સૂંથ–રામપુર રાજ્યની સરહદ પર વસતા ભીલોને લગતાં છે. તેમનામાં એ હજુ ગવાય છે, અને તેમની પાસે ગવડાવીનેજ એ ઉતારી લેવામાં આવ્યાં છે.

ભીલ લોકોમાં ઘણી જાત હોય છે; જેમકે પારગી, નેનામા, ભુરીઆ, બીલવાળ, રાવોત, મુણીઆ, પરમાર, ડિંડોર, ગરાસીઆ, ગણાસવા, કળાસવા, માળી, ભાભોર, બારીઆ, તેજોત, વગેરે. એ લોકો પોતાની જાતનાને ભાઈ સમાન ગણે છે, અને તેઓ સાથે માંહોમાંહે લગ્નવ્યવહાર કરતા નથી.

ભીલો કાંઈ બધાજ સરખા હોતા નથી. કેટલાક કેવળ જંગલી હોય છે તો કેટલાક કાંઈક સુધરેલા હોય છે. જે લોકો ઘર બાંધી વસ્તીમાં રહી મજુરી કે ખેતી કરવા લાગ્યા છે, તેઓ કાંઈક સુધારાને માર્ગે ચઢ્યા છે ને કાળી લોકોને મળતા થવા લાગ્યા છે, ત્યારે

જે લોકો હજુ જંગલમાં કે ડુંગરોમાં છુટાંછવાયાં ઝુપડાં બાંધી રહે છે અને ઘાસલાકડાં વેચી કે લૂટફાટ કરી પોતાનો ગુજારો કરે છે તે પહેરવેશ, ખોરાક, રીતરિવાજ વગેરે બાબતમાં ઘણા જંગલી રહ્યા છે.

કેટલાક કાંઈક સુધરેલા હોય છે તોપણ એકંદરે તો એ લોકો સ્વભાવે સ્વચ્છંદી, સ્વતંત્ર, કાયદાને નહિ ગણનારા, મારફાડ કરનારા, એકદમ ઉશ્કેરાઈ જનારા ને ઉન્માદીઆ હોય છે, અને ચોરી કે લૂટફાટ કરવી એમાં કાંઇ હીણું નહિ ગણતાં તેમાં ઉલટી આબરૂ માને છે. પ્રસંગ આવે તેઓ ઢોર ઉપાડી જવામાં, ચોરી કરવામાં કે નિર્જન જગાએથી જતાઆવતાને ધોળે દહાડે લૂટવામાં ચૂકતા નથી. દુકાળ કે મોઘવારીના વખતમાં કે રાજ્ય તરફથી સખ્તાઈ થવાથી તેઓ ઉશ્કેરાઈ જાય છે ત્યારે તેઓ કાયદાને બાજુ પર મૂકી કામ કરે છે. તોપણ હવે બધે રાજ્યનો બંદોબસ્ત થઈ જવાથી ઘણાખરા લોકો તો ખેતીએ વળગી ગયા છે, અથવા તો ઘાસલાકડા વેચી, ટોપલાટોપલી બનાવી કે મજુરી કરી શાતિથી પોતાનો નિર્વાહ કરે છે.

એ ઉપરાંત તેઓ સતોષી, સત્યવાદી, આવ્યાગયાનો આદરસત્કાર કરનારા, સત્તાધિકારીઓને માન આપીને ને અગ્રેજ સરકારથી ડરીને ચાલનારા હોય છે. સંતોષી તો એવા હોય છે કે એક ટંકનું ખાવાનું હોય છે ત્યાં સુધી બીજા ટંકની ફીકર રાખતા નથી. થોડું હોય છે તો કકડો કકડો વહેંચીને ચલાવે છે ને આનંદ માને છે. તેઓને ત્યાં ઓઢવાપાથરવાનાં સાધન નથી હોતાં તો ઘાસ કે પરાળ પાથરી બાજુએ તાપણું કરી તેની આસપાસ શરીરે એક ભોદરૂ (ફાટેલું કપડું) વીંટાળી સખત ટાઢમાં પણ પડી રહે છે.

સત્યવાદીપણાના સંબંધમાં કહેવાય છે કે જંગલમાં રહેનારા ભીલ જૂઠું બોલતા નથી, પણ જેઓ શહેરના કે સુધરેલા લોકોના સંબંધમાં આવેલા હોય છે તેઓ અસત્ય બોલતાં શીખ્યા છે. કોઈ

સરકારી નોકર લાંચ માગે છે તો આપે છે; પણ તેને કોઈ પૂછનાર મળે છે તો તેને બધી હકીકત કહી દે છે પણ ખરા. એ પરથી કહેવત ચાલે છે કે "ભીલ માગે તેને આપે ને પૂછે તેને કહે." વાણીઆ, વહોરા વગેરે દુકાનદારથી તેઓ છેતરાઈ જાય છે કારણકે તેઓને ભાવતાલ કરતાં આવડતું નથી. તેઓ તો જે કિંમત માગવામાં આવે છે તે આપી દે છે ને કહે છે કે "તું જાણે ને બાઓ રામ જાણે."

વળી ભીલ જેને આશ્રય આપે છે તેને કદી પણ છેહ દેતા નથી. તેનું રક્ષણ કરતાં કદાચ જીવ આપવો પડે તોપણ તેમ કરવામાં પાછી પાની કરતા નથી; અને પોતાને બારણે આવી ચઢેલાનો પોતાનાથી બને તેવો સત્કાર કરે છે.

એ લોકોમાં દારૂનું વ્યસન બહુ નઠારૂ હોય છે. જે કમાય છે તે ઘણુંખરૂ પીવામા જાય છે. સર્વ સારેનઠારે પ્રસંગે દારૂ તો પીવો ને પીવો જોઇએજ. તે વિના લોકોમાં સારૂ કરી કહેવાયજ નહિ. એકડા વિનાનાં સો મીંડાં ખોટાં. એ લોકોમાં માંહોમાંહે લડાઇ ટંટા થાય છે તે ઘણે ભાગે અતિશય દારૂ પીવાથીજ થાય છે; અને તેનો નિકાલ પણ દારૂથીજ આવે છે. ન્યાતની પંચ કોઇને દંડ કરે છે તો તે પણ ઘણુંખરૂં દારૂ પાવાનોજ હોય છે.

એ લોકો વહેમી પણ ઘણા હોય છે. તેઓ ભૂત, ડાકણ, મંતરજંતર, શુકનઅપશુકન વગેરે માને છે, અને એ કારણથી ભૂત ડાકણ કાઢનારા ભોપા, ભુવા કે બડવા ગામે ગામ હોય છે. ઘરમાં કોઇ માંદું પડે છે કે બડવાને બોલાવવામાં આવે છે ને તે ફલાણી ડાકણ વળગી છે એમ કહી તેને કાઢવાને માંદા માણસને ધુણાવે છે ને કાંઇક મંતરજંતર ભણવાનો ઢોંગ કરી તથા અમુક ક્રિયા કરાવી આ બાપડા અજ્ઞાન લોકો પાસેથી પૈસા કઢાવી જાય છે. તેઓ જોડાજોડ ઝુંપડાં બાંધી રહેતા નથી તેનું કારણ એ પણ ખરૂં કે તેઓ બીએ

છે કે રખેને પાડોશીને ઘેરથી ભૂતડાકણુ વળગે. તેઓ લંગોટી મારી અર્ધનગ્ન ફરે છે; પણ માથે તો ફાળીઉં બાંધે છેજ, કદીપણ માથું ઉઘાડું રાખતા નથી, તે ભૂતપિશાચના ડરને લીધેજ. ઘરમાં કોઇનું મૃત્યુ થાય છે અથવા તો કોઇ લાંબો મંદવાડ ભોગવે છે તો તરત વહેમાઇ જઈને તેઓ ઘર ખાલી કરે છે ને નવું બાંધે છે, તેમાં કદી રહેતા નથી, તે પણ એવા ડરથીજ. બહાર નીકળતી વખતે હંમેશાં શુકન જુએ છે. કામે જતાં બિલાડી આડી ઉતરે છે તો કામ સિદ્ધ થશે નહિ એમ માની બાપડા ઘેર પાછા ફરે છે. નીકળતાં ડાબી બાજુએ કાળી કાબરને કરોળતી સાંભળે છે તો અપશુકન થએલા સમજે છે, પણ જો જમણી બાજુએ બોલતી સાંભળે છે તો કામ જરૂર સિદ્ધ થવાનું એમ માનેછે (જુઓ ગીત ૫૪, લીટી ૧૮–૧૯.)

ભીલ લોકો ઘણુંખરૂં જંગલમાં કે ડુંગરો પર ઝુંપડાં બાંધી રહે છે. બિલોડી ગામમાં હારબંધ ઘરો જોવામાં આવતાં નથી, પણ ટેકરેટેકરે કે ડુંગરેડુંગરે છુટાં છુટાં 'ટાપરાં' હોય છે. એ પ્રમાણે ઉંચી જગ્યાએ છુટાં છુટાં ઘર બાંધે છે તે કાંઇક ભૂતડાકણના ડરને લીધે, કાંઇક સ્વરક્ષણને ખાતર (દૂરથી આવનારને જોઈ શકાય તેને માટે), અને કાંઇક રાત્રે પણ પોતાના ઘરમાં બેસી પોતાની ખેતી સાચવી શકાય તે હેતુથી. જ્યાં જ્યાં ગામ હોય છે ત્યાં ત્યાં એવાં જથાબંધ 'ટાપરાં' જોવામાં આવે છે. એવી રીતે જથાબંધ ઝુંપડાં આવેલાં હોય છે તેને 'પાલ' પણ કહે છે. એક એક પાલમાં કેટલીક વખત ઘણાં છાપરાં આવેલાં હોય છે ને તે મોટા વિસ્તારમાં પથરાએલાં હોય છે. તેથી તેમાં પાછાં ફળીઆં કે 'પાડા' હોય છે. દરેક છાપરૂં ટેકરાની ટોચ પર હોય છે, ને તેને ફરતી જમીનમાં ખેતી કરવામાં આવે છે તેને 'વાડા' કહે છે. તેમાં મકાઇ, ચણા, તમાકુ, મરચી, રીંગણી, વાલોળ, એરંડી વગેરે ઉગાડવામાં આવે છે. વળી સૌ

સૌનાં મહુડી ને આંબા તો હોય છેજ. એ પ્રમાણે એ લોકો પોતાને ખપની લગભગ સઘળી ચીજ ઉત્પન્ન કરી શકે છે. ફક્ત મીઠું કે લૂણ લેવાને તેઓને વાણીઆ કે વહોરાની દુકાને જવું પડે છે.

ભીલનાં છાપરાં તે કેવળ છાપરાંજ હોતાં નથી. તેમાં બધો જોઇતો વગ હોય છે. તેમાં ઢોરને બાંધવાની જગા હોય છે, અનાજ ભરવાની જગા જુદી હોય છે, રાંધવાની તથા સૂવાની જગા જુદી હોય છે વગેરે. વળી, રાત્રે 'જનાવર' (વાઘ) નો ભય હોવાથી ઘરને ફરતી કામડાંની વાડ કરી લીધેલી હોય છે, જેથી અંદર બાંધેલાં ઢોરનું રક્ષણ થાય છે. ઘર ઘણુંખરું કામડાની ટટ્ટીનાં હોય છે ને કેટલાંક છાણથી થાપી લીધેલાં હોય છે. છાપરાં ઘાસથી કે પરાળથી છાએલાં હોય છે. અંદરથી પણ ઘર સ્વચ્છ હોય છે. ઘરવાખરામાં પાણી ભરવાનાં માટલાં તથા રાંધવાનાં હાંલ્લાં ઉપરાંત અનાજ ભરવાની કામડીની કોઠી, દળવાની ઘંટી, છોકરાંને સુવાડવાની કામડીની ઝોળી, સુવાના એકાદ બે ઢોળીઆ, તમાકુ પીવાનો હુક્કો તથા હળ વગેરે ખેતીનાં સાધન હોય છે. તાંબાપિત્તળનાં વાસણ વગેરે કીમતી સામાન કાંઈ ઘણુંખરું હોતો નથી.

રાત્રે ઘરની ચોકી કરવાને કુતરા પાળેલા હોય છે, જે એટલા બધા વિકરાળ હોય છે કે રાત્રે તો તેનાથી ડરવુંજ પડે છે. જો બચકું ભરે છે તો માંસનો લોચો કાઢયા વગર રહેતા નથી. કેટલાક જંગલી ભાગોમાં નિશાળનો મહેતાજી છોકરાંને બોલાવવા જાય છે ત્યારે છોકરાંને નિશાળે નહિ મોકલવાં હોય તે છતાં મહેતાજી રોજ રોજ કાયર કરતો હોય તો ભીલ લોકો તેની પાછળ કુતરાને દોડાવે છે. એટલે પછી મહેતાજી ફરી છોકરાંને બોલાવવા જવાનુંજ ભૂલી જાય છે.

એ લોકોનો પોશાક ઘણો સાદો હોય છે. મરદો માથે ફાળીઉ બાંધે છે, શરીરે થેપાડું ( ચોમાસામાં કામળી ) ઓઢે છે, કમરે મણકાપોયલો દોરો ને લંગોટ બાંધે છે ( ગમે તેવો ખાતો પીતો

હોય ને બેસવાને ઘોડું રાખતો હોય તોપણ ), કાને મોટી વાળી પહેરે છે, ને હાથમાં તીરકામઠી રાખે છે. બૈરાં ઘાઘરો તથા કાંચળી પહેરે છે, ડીલે લુગડું ઓઢે છે, ને કામ કરવું ફાવે માટે ઘાઘરાનો કાછડો વાળે છે. હાથેપગે પિત્તળીઆં ને હાથે કેટલીક વખત કથીરનાં ઘરેણાં કે કાચની બંગડીઓ પણ પહેરે છે. ગળે 'દોરડો' ઘાલે છે, માથે 'બોર' બાંધે છે, ને કાને 'વેલ્લા' તથા 'લોળીઆં' ઘાલે છે.

ભીલ લોકોનો મુખ્ય ખોરાક મકાઈ ને મહુડાનાં ફૂલ છે. તેઓને તમાકુ તથા દારૂનું વ્યસન હોય છે. દારૂને વાસ્તે તો એવા ગાંડા હોય છે કે દારૂની લાલચ આપી હોય તો ગમે તે કામ કરવાને તેઓ તૈયાર થઈ જાય છે. એ લોકો માંસાહારી પણ હોય છે અને મુએલાં જનાવરનું માંસ પણ વખત આવે તો ખાતાં અચકાતા નથી.

ભિલોડી ભાષા ઘણે ભાગે ગુજરાતીને મળતી હોય છે, પણ તેમાં મેવાડી, મારવાડી, હિંદી વગેરે ભાષાનું મિશ્રણ હોય છે. ભીલ લોકોનાં ગીત મધુર હોતાં નથી તેથી મેવાડીમાં કહેવત પણ છે કે "કંઈ* ચારણરી ચાકરી, કઈ એરડારી રાખ, કઈ ભિલોરી ગાણો, કઈ સાઠીઆરી સાખ."

**કેળવણીમાં** ભીલ લોકો ઘણા પાછળ છે. એ લોકોને કેળવવાને નિશાળો કાઢવામાં આવી છે, પણ તેમાં હાજરી ઘણીજ અનિયમિત રહે છે ને તેથી અભ્યાસ પણ જોઇએ તેવો થતો નથી. એ લોકોને શીખવવાને વાણીઆબ્રાહ્મણ કરતાં ભીલ મહેતાજી હોય તો વધારે સારૂં કામ થઇ શકે એમ માની એવા મહેતાજીઓ તૈયાર કરવાને દાહોદમાં એક ભીલ સ્કૂલ સ્થાપવામાં આવી છે, જ્યાં આખા પંચમહાલ તથા રેવાકાંઠાની નિશાળોમાં ભણતા ઉપલા ધોરણના છોકરાઓને સાથે રાખી ઉપલાં ધોરણનું શિક્ષણ આપવામાં આવે છે,

---

* ચારણની તે ચાકરી શું, એરડાની તે રાખ શી, ભીલનું તે ગાણું શું, સાઠ વરસના બુઢ્ઢાની તે સાખ શી ?

અને વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા માટે તેઓને તૈયાર કરવામાં આવે છે. એ પરીક્ષામાં પસાર થયા પછી જો કોઇ લાયક માલમ પડે છે ને તેની મરજી હોય છે તો તેને અમદાવાદની ટ્રેનિંગ કૉલેજમાં વધુ અભ્યાસ માટે મોકલી આપવામાં આવે છે. નહિ તો વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષામાં પસાર થએલા ભીલ વિદ્યાર્થીઓને જીલ્લાની ભીલ નિશાળોમાં મહેતાજી તરીકે નીમવામાં આવે છે. આ પ્રમાણે ચાલતે દહાડે ભીલ લોકોની નિશાળોમાં ભીલ મહેતાજી થઇ જશે, અને એમ થએથી કદાચ કેળવણી તરફ એ લોકોનો અભાવ ઓછો થશે.

**ધર્મ તથા આચારવિચાર:** એ લોકોને ધર્મનો કાંઈ ચોક્કસ વિચાર હોતો નથી. સાધારણ રીતે તેઓ માતાને માને છે, તેને મેલો ભોગ (મરઘાં કુકડાં વગેરેનો) આપે છે, અને પછી તેનો આહાર કરે છે. કોઇ માંદું પડે છે તો તેને ડાકણ વળગી હશે એમ માની બડવાને ધૂણવા બેસાડે છે અને માતાની બાધા રાખે છે. વળી તેઓ બારબીજ (ચંદ્ર)ના સોગન ખાય છે, ને પુત્રપ્રાપ્તિને સારૂ ડુંગર નવડાવવાની (દવ લગાડવાની) માનતા રાખે છે. એ ઉપરાંત, તેઓ મહાદેવ, હનુમાન વગેરેને પણ માને છે. લગ્નક્રિયા કરાવવાને તેઓ બ્રાહ્મણને કોઇ કોઈ વાર બોલાવે છે પણ ઘણું ખરૂં તો એ કામ કન્યાનો બનેવી કરે છે. સગો બનેવી ન હોય તો પોતાની જાતમાંના ગમે તેનો બનેવી એ કામ કરે છે.

એ લોકોને આચારવિચાર કાંઇ હોતો નથી. તેઓ મેલા ને ગંદા રહે છે. દરરોજ નાહતા નથી. શિઆળામાં તો ભાગ્યેજ મહીનામાં એકાદ બે વાર નાહતા હોય. જંગલ જઇ આવ્યા પછી હાથપાણી પણ લેતા નથી. તેઓમાં કહેવત છે કે "પહેલે પહાણે જેવી તેવી, બીજે પહાણે રાજા જેવી." કપડાં પણ ગંદાં પહેરે છે. તોપણ હવે કેળવણીનો કાંઇક પ્રસાર થવાથી સુધારો થવા માંડયો છે. થોડા વખત પર એ લોકોમાં ગોવિંદ કરીને એક ગુરૂ નીકળ્યો હતો.

તેના બોધથી એ લોકોના આચારવિચારમાં ઘણો ફેર પડવા માંડયો હતો. ઘણાખરા ભીલોએ માંસદારૂ લેવાં બંધ કર્યાં હતાં, બૈરાંઓએ પિત્તળીઆં કાઢી નાખ્યાં હતાં, અને તેઓ નાહવાધોવા વગેરેની ચોક્ખાઈ રાખવા લાગ્યા હતા. પણ એ ગુરૂએ પાછળથી રાજ્યવિરૂદ્ધ હીલચાલ કરવા માંડી અને આ અભણ લોકોને ખોટા ઉશ્કેરવા માંડયા તેથી સરકારે તેને તથા તેના ચેલાઓને પકડી દેશપાર કર્યા છે. ગુરૂ ગયો એટલે ભીલ લોકો પાછા જેવા હતા તેવા થઈ ગયા છે.

**રીતરિવાજ:** ભીલ લોકો પોતાની જાતમાં ને જાતમાં લગ્ન વ્યવહાર કરતા નથી. દાખલા તરીકે, પારગી જાતનો ભીલ પારગીની કન્યાને પરણતો નથી. તેને તો બીજી જાતની કન્યા શોધવી પડે છે, એ લોકોમાં બાળલગ્ન થતાં નથી. કન્યા ૧૫–૨૦ વર્ષની થયા પછીજ સગાઈ વગેરે લગ્ન–વ્યવહાર કરવામાં આવે છે. સગાઈ લગ્ન પહેલાંથીજ ઘણુંખરૂં કરી મૂકવામાં આવે છે, પણ કન્યા મોટી થએલી હોય છે તો સગાઈ થયા પછી તરતજ લગ્ન કરી દેવામાં આવે છે. કન્યાનો બાપ પોતે પોતાની છોકરીને પરણાવવાને તત્પરતા બતાવતો નથી, કારણ કે તે જો તેમ કરે છે તો છોકરીને કાંઈ ખોડ હશે તેથી તે ઉતાવળ કરે છે એવો લોકો વહેમ ખાય છે. કન્યાનું માગું વર અથવા વરના બાપ કે તેના બીજા કોઇ સગા તરફથી આવે છે, અને કન્યાના બાપને તે વાત પસંદ હોય છે તો તેની હા કહે છે, નહિ તો ના કહે છે. વાત ગમતી હોય છે તો તે વિષે આગળ વિચાર થાય છે ને દાપું અથવા કન્યાવાળાને આપવાની રકમ નક્કી થાય છે. અસલ કન્યા બદલ બળદની એક જોડ આપવાનો રિવાજ હતો; પણ હાલ તો તેને બદલે ત્રણ, ચાર કે સાડાચાર વીસ રૂપીઆ આપવાનો ચાલ છે. એ ઉપરાંત કન્યાની માને ૨૦, ફોઇને ૫, કાકાને ૫, બાબા એટલે મોટા કાકાને ૧૨, મામાને ૧૨ અને ગામના પટેલને ૧૨ રૂપીઆ આપવા પડે છે તે જુદા. પ્રથમ તો કન્યાની માને ગર્ભના નવ માસ

જેટલા ૯ આપવામાં આવતા, પણ પાછળથી વધારો થયો. તેમ દાયણને ( સુઈયાણી, હજ્યાણીને ) ૧ આપવામાં આવતો તે હાલ કોઇકજ આપે છે. દાપાના રૂપીઆ સગાઈ થયા પછી અને લગ્નના દહાડા પહેલાં આપી દેવા પડે છે. નહિ આપવામાં આવે તો સગાઈ તોડી નાખી શકાય. લગ્ન થતા પહેલાં વરને કોઈક નઠારો રોગ લાગુ પડી જાય તોપણ સગાઈ તોડી નાખી શકાય, પણ તેમ કરવામાં આવે છે તો વરના નાના ભાઈને પરણવું હોય છે તો તેની સાથે કન્યાને પરણાવવી પડે છે. લગ્ન થતા પહેલાં વર મરી જાય છે તો-પણ એમજ કરવામાં આવે છે. દાપું અપાયા પછી લગ્નની તૈયારી શરૂ થાય છે. લગ્ન વખતે કન્યાને વરવાળાને એક રૂપાની દોરડી ( ગ-ળામાં ઘાલવાની ), એક વાળી, અને બે પગનાં પિત્તળનાં બોરીઆં આપવાં પડે છે. કન્યાનાં સગાંવહાલાં નુતરાં ( ચાંલ્લો ) કરે છે તેમાં રોકડ નાણું એટલે રૂપીઓ કે અર્ધો આપે છે. કન્યાદાનમાં કન્યાનો બાપ ખાતોપીતો હોય છે તો એક વાછરડી કે પાડી આપે છે. લગ્ન વખતે બૈરાં ફટાણાં તથા નિર્લજ્જ ગીત ગાય છે. લગ્નક્રિયા ઘણુંખરૂં હિંદુરિવાજ પ્રમાણે થાય છે. ચાર મંગળફેરા ફર્યા પછી કન્યાને તેના સગાવહાલા વારા ફરતી ખાંધે બેસાડી નાચે છે. રાત્રે કન્યાનો બાપ જમણવાર કરે છે ને તેમાં દારૂ પાય છે. દારૂ વગર તો લગ્ન કે કોઈ પણ કાર્ય પુરૂં થએલું ગણાતું નથી. દારૂ વધારે પીવાથી મારામારી પણ થાય છે ને રંગનો ભંગ થાય છે. રાત્રે વરકન્યાને જુદો મુકામ આપવામાં આવે છે. બીજે દહાડે સવારે વરની જાન વિદાય થાય છે.

ભીલોમાં એક કરતાં વધારે સ્ત્રી કરવાનો રિવાજ છે. એ લોકોમાં નાતરાં પણ કરે છે. ધણીના મરણ પછી સ્ત્રી જો જુવાન હોય છે તો તેને ધણીનાં સગાંવહાલાં તરફથી પૂછવામાં આવે છે કે તે રહે-વાની છે કે નાતરે જવાની છે. જો નાતરે જવાની હોય છે ( અને ઘણુંખરૂં તે એમજ કરે છે ) તો તે કહે છે કે હું તો મારા બાપને

ત્યાં જવાની છું. જો મરનારને નાનો ભાઈ હોય છે તો તો તેજ ધણુંખરૂં તેને પરણવાને તૈયાર થાય છે, અને બાઇ પણ ઘણુંખરૂં તેની સાથેજ રહેવાનું પસંદ કરે છે. પણ બાઈ જો કદાચ તેને પરણવાની ના કહે છે ને બીજાને ત્યાં જાય છે તો ભારે ઝઘડો ઉભો થાય છે અને પંચ તેને નવા ધણી પાસે દંડ અપાવે છે ત્યારેજ તેનો નિકાલ આવે છે.

ધણીના જીવતાં પણ જો તેની સાથે બરાબર બનતું નહિ હોય તો સ્ત્રી પરપુરૂષને ત્યાં જઇને રહે છે. પણ તેમ થાય છે તો જે તેને રાખે છે તેને ન્યાતના ધારા પ્રમાણે રૂ. ૬૦ થી ૧૦૦ સુધીનો તેના આગલા ધણીને દંડ આપવો પડે છે. એ પ્રમાણે પરસ્ત્રી કે પરપુરૂષ સાથે જઈ રહેવામાં એ લોકો કાંઈ હીણપત કે ગેરઆબરૂ સમજતા નથી.

જો કુંવારી છોકરી પરપુરૂષ સાથે નીકળી જાય છે અથવા તેને કોઈ ફોસલાવી લઈ જાય છે તો તેને તેના બાપને પંચ ઠરાવે તે રૂ. ૧૦૦ સુધીનો દંડ આપવો પડે છે. પણ દંડ આપ્યો કે પછી કાંઈ તકરાર કે હીણપત રહેતી નથી ને રાજીખુશીથી લગ્ન થાય છે.

**મરણ** પ્રસંગે જો મરનાર મુખીપટેલ કે કોઈ સારો ગણાતો ભીલ હોય છે તો મુડદાની આગળ ઢોલ વગાડતા તથા બંદૂકોના અવાજ કરતા સ્મશાન ભૂમિએ જાય છે. ઉત્તર ક્રિયામાં શ્રાદ્ધ સરાવવાનું કામ ગોર તરીકે રાવળ કરે છે. આ પ્રસંગે સગાંવહાલાં ઓઢણું કરે છે એટલે કે પાઘડી, ચુંદડી, ધોતીઉ લાવી ઘરધણીને આપે છે. તેમ કેટલાંક સગાં ચોખા, ઘી તથા મકાઈનું ભડકું પણ લાવે છે. કારજમાં ( બારમાને દહાડે ) મકાઈનું ભડકું અગર ચોખા કરીને નાતને ખવડાવે છે. કારજ બારમા પરજ કરવું એવો નિયમ નથી. જ્યારે ઘરધણીને મળે ત્યારે પણ કરી શકે.

ભીલ મરતી વખતે પોતાની મીલ્કતની વ્યવસ્થા કેવી રીતે કરવી તે કહેતો જાય છે. તેમ જો નથી કરતો તો તેની બૈરી તથા મોટા છોકરો જો તેઓને બનાવ હોય છે તો તેનાં વારસ ગણાય છે

અને કુટુંબનાં બીજાં માણસનું પોષણ કરે છે. જો તેઓને બરાબર બનાવ હોતો નથી તો સ્ત્રી બધી મીલકતની વારસ થાય છે ને બધાનું પોષણ કરે છે. જો સ્ત્રી કે છોકરો હોતાં નથી તો ભાઈ વારસ થાય છે. છોકરીઓ તથા બીજાં કુટુંબનાં બૈરાંઓને તો જેટલું આપી જાય તેટલુંજ મળે છે.

**તહેવારો:** ભીલ લોકોમાં હોળી, ગોકળઆઠમ, દસરા અને દિવાળી એ ચાર તહેવાર મોટા ગણાય છે. હોળીમાં દારૂ વિશેષ પીવામાં આવે છે ને દસ દહાડા સુધી (આમળીઆ અગિઆરસથી રંગપંચમી સુધી) તોફાન ચાલે છે. એ પ્રસંગે સ્ત્રીપુરૂષો એકઠાં થઇને દારૂ પીએ છે, અપશબ્દ બોલે છે, નઠારાં ગીત ગાય છે ને નાચે છે, અને જતાઆવતાને રસ્તે રોકી તેમની પાસે ગોઠ લે છે ત્યારે તેને છોડે છે. તહેવારો પર મરદો ગોળ કુંડાળું થઈ નાચે છે. વચ્ચે ઢોલ વગાડનાર રહે છે અને તેની આસપાસ ભીલો કુંડાળામાં ફરતા ફરતા ગાય છે ને દાંડીઆ રમે છે. ઢોલ વાગતો જાય છે તે પ્રમાણે તેઓ પગ ઉપાડે છે અને જેમ જેમ તેઓ રસે ચઢે છે તેમ તેમ પગ ઉતાવળે ઉપાડતા જાય છે અને વધારે વધારે કૂદીને નાચે છે. હોળી પ્રસંગે વચ્ચે મોટી હોળી સળગાવીને નાચે છે.

**ભીલપંચ તથા બૉર્ડરકોર્ટ:** ભીલ લોકોમાં ટંટાઝઘડા થાય છે તેનો નિકાલ એ લોકોના પંચજ કરે છે. પંચનો ચુકાદોજ સૌને કબુલ રાખવો પડે છે, અને ઘણુંખરૂં પંચ દંડજ કરે છે. ભીલ કોઇનું ખૂન કરે છે તો પંચ તેની પાસે રૂ. ૩૦૦ દંડ અપાવે છે. એક રાજ્યવાળા ભીલને બીજા રાજ્યવાળા ભીલ સાથે ટંટોતકરાર થાય છે તેનો નિકાલ બૉર્ડરકોર્ટ કરે છે. એ કોર્ટમાં દરેક રાજ્યના પોલિટિકલ અમલદાર સાથે બેસે છે ને પંચની તથા રાજ્યની મદદથી તકરારનો નિકાલ થાય છે.

# અનુક્રમણિકા.

# ભીલોનાં ગીત.

## (૧)

## પાણીઆરી વિષે.

સુંનાની એઢુણીરે,[1] મારા મરવા લાલ.
રૂપાનાં બેડુલાંરે, ,,
લટકે બેડાં લીધાંરે, ,,
[2]સાતેને સઇયેરોરે, ,,
મારગડે રસ લાગ્યારે,[3] ,,
સરવરિયે[4] જઇ લાગ્યાંરે, ,,
આરે બેડાં મેલ્યાંરે, ,,
વાડીમાં ઉતર્યાંરે, ,,
[5]તળશી દાતણ ભાગ્યાંરે, ,,
સાતે કડકા કર્યારે, ,,
સઇયેરાંમાં વેંચ્યારે, ,,
ડાડમાં દાતણ મોડ્યાંરે,[6] ,,
કોગળા ફ્રરોળારે,[7] ,,
ઉગતા સુરજ વાંચ્યારે,[8] ,,
માને બાપ વાંચ્યાંરે, ,,

---

૧ ઉઢણી. ૨ સાત. ૩ લાગ્યો. ૪ સરોવરે. ૫ તુળસી. ૬ મોડ્યા, મરડ્યાં, ચાવ્યાં. ૭ કુરકુર કર્યા. ૮ વાંચ્યા, સમર્યાં.

લટકે બેડાં લીધાંરે, મારા મરવા લાલ.
ઢેંસણુ પાંણી ઉતર્યાંરે, ,,
બેડુલાં ઝંકોળ્યાંરે, ,,
બેડુલાં ભરી કાડયાંરે, ,,
લટકે બેડાં લીધાંરે, ,,
ધમકે પાળ સડયાંરે, ,,
મારગડે રસ લાજ્યારે, ,,
ઘેરૂલેને[1] આઇયાંરે, ,,
બેડુલાં ઉતાર્યાંરે, ,,
દેરાંણી જેઠાંણીરે, ,,
ધણી જ્યાહીં[2] નોકરીરે, ,,
બાર બાર વરની[3] નોકરીરે, ,,
જ્યા[4] મોટાંની નોકરીરે, ,,



૧ ઘેર. ૨ ગયા છે. ૩ વરસ. ૪ ગયા.

## (૨)

## એક પાણીઆરીને વણજારાના છોકરા સાથે પ્રીત લાગવાથી તે તેની સાથે નાસી ગયલી તે વિષે.

સાતેને સઇયેર્યાં[1] ભેળા કલાજી, સાતેને સઇયેર્યાં રે લોલ.
સુંનાની સાંમેળી[2] ,, , સુંનાની સાંમેળી રે લોલ.
રૂપાના ઘડુલા ,, , રૂપાના ઘડુલા રે લોલ.
મારેગડે રસ લાજ્યો ,, , મારેગડે રસ લાજ્યો રે લોલ.
સરવરિયે જઇ લાગાં ,, , સરવરિયે જઇ લાગાં રે લોલ.
તળશી દાતણ ભાગાં ,, , તળશી દાતણ ભાગાં રે લોલ.
દાતણિયાંને મોળ્યાં ,, , દાતણિયાંને મોળ્યાં રે લોલ.
કોગળા ફરોળા કર્યા ,, , કોગળા ફરોળા કર્યા રે લોલ.
આથ પોગ પખાળ્યા ,, , આથ પોગ પખાળ્યા રે લોલ.
ઉગતા સુરજ વાંસ્યા ,, , ઉગતા સુરજ વાંસ્યા રે લોલ.
બેડુલાં ઝકોળ્યાં ,, , બેડુલાં ઝકોળ્યાં રે લોલ.
લટકે બેડાં લીધાં ,, , લટકે બેડાં લીધાં રે લોલ.
ધમકે પાળે સડયાં ,, , ધમકે પાળે સડયાં રે લોલ.
પાળે વણજારાનો બેટો ,, , પાળે વણજારાનો બેટો રે લોલ.
અવળી[3] કાંગડ રોળે ,, , અવળી કાંગડ રોળે રે લોલ.
સૂડીલો[4] નંદવાહે ,, , સૂડીલો નંદવાહે રે લોલ.
નવલેરો[5] લેઇ આલે ,, , નવલેરો લેઇ આલે રે લોલ.
મારેગડે રસ લાજ્યાં ,, , મારેગડે રસ લાજ્યાં રે લોલ.

---

૧ સહીઅરો. ૨ ઉઢણી. ૩ આગળથી નહિ પણ પાછળથી કાંકરી નાખે ૪ ચૂડલો, ચૂડો. ૫ નવલો, નવો.

ઘેરૂલેને ગીયાં ભોળા કલાજી, ઘેરૂલેને ગીયાં રે લોલ.
હાહુડી મેંણાં બોલે ,, , હાહુડી મેંણાં બોલે રે લોલ.
વઉવોર આવડી વાર કીંમ લાગી,, , આવડી વાર કીંમ લાગી રે લોલ.
પાળે વણુજારાનો બેટો ,, , પાળે વણુજારાનો બેટો રે લોલ.
મને અવળી તે કાંગડ રોળી ,, , અવળી તે કાંગડ રોળી રે લોલ.
તમે વણુજારાને જાજો ,, , વણુજારાને જાજો રે લોલ.
જાહું તો હું થાહે ,, , જાહુ તો હું થાહે રે લોલ.
તમે હી હો હી હો કરજો ,, , હી હો હી હો કરજો રે લોલ.
તમે માળવોને ગુજરાત કરજો ,, ,માળવોને ગુજરાત કરજો રે લોલ.
કરહું તો હું થાહે ,, , કરહુ તો હું થાહે રે લોલ.
તમે માળવિયો ગોળ ખાજો ,, ,તમે માળવિયો ગોળ ખાજો રે લોલ.
ખાહું તો હું થાહે ,, , ખાહુ તો હું થાહે રે લોલ.
મારેગડે રસ લાગી ,, , મારેગડે રસ લાગી રે લોલ.
વણુજારાને જઇ[1] ,, , વણુજારાને જઇ રે લોલ.



૧ ગઈ.

## ( ૩ )

# ગોવાળીઆનું ગીત.

માળવે[1] કાબર બોલે, કાળી [2]અંગડીવાળું.
તારાં રેંડાં[3] મારાં પાડાં, ,,
ભેળાં કરી [4]સારહું, ,,
તારાં મકુડાં મારા [5]ડાળિયા, ,,
ભેળાં કરી ખાહું, ,,
મકુડાંનો [6]મહરખો, ,,
ડાળીયાનો કડુકો, ,,
રેંડાં કેમનાં વાળહું, ,,
વાળહું આડે માળ, ,,
ઉનાળાનો દહાડો, ,,
તાપ[7] તો ઘણો લાગે, ,,
[8]ઘટબોરીનો સાંયલો[9], ,,
તેને સાંયલે બેસસું, ,,
તરસો ઘણી લાગી, ,,
કેંયાળી[10] ગોડાવો, ,,
નવળાં[11] નીર આવ્યાં, ,,

---

૧ માળામાં. ૨ કાળી અંગરખીવાળા ગોવાળીઆ. ૩ વાછરડાં. ૪ ચારીશું. ૫ ( ચણાના ) દાળીઆ. ૬ મહુડાં ખાતી વખતે તે ચીકણાં હોવાથી તેનું દાંતે ચોંટવું તે. ૭ તાપ. ૮ ઘટબોરડી ( એક જાતની જંગલી બોરડી, જેનાં બોર ઝેરી હોવાથી ખવાતાં નથી ) ૯ છાંયડો. ૧૦ કુવાળી. ૧૧ નિર્મળાં.

નવળાં નીર પીદાં, કાળી અંગડીવાળું.
ટાડાં હીળાં પડીયાં, ,,
પાસીકુકા[1] રમહું, ,,
રમતે માયા લાગી, ,,
સાલો જતાં રિજ્યે, ,,
રેંડાં કેંમનાં જહે, ,,
રેંડાં આંકી મેલહું, ,,
જઇને હું ખાહું, ,,
અડદાંની [2]ડાળ લેહું, ,,
અડદાંની ડાળ લીહળી[3], ,,
માંગાંની ડાળ લેહું, ,,
હાળના સોખા લેહું, ,,
કઇની [4]પાલે જહું, ,,
ભોરી[5] પાલે જહું. ,,
કેંને ટેકે જહું, ,,
મારા મામાને ટેકે, ,,
તાં જઇને રેહું. ,,



૧ પાંચ કુકાની રમત. ૨ દાળ. ૩ લીસી, ચીકણી. ૪ જ્યાં ભીલ લોકોની જથાબંધ વસ્તી આવેલી હોય છે તેને પાલ કહે છે. ૫ ડુંગરપુર તાબાનું ભોરી નામનું એક ગામ.

## (૪)

# ગોવાળીઆનું ગીત.

થુર[1] કોટી[2] પાલે, વાલિયા નેંનાંમાં.
હોના[3] વાંણું વાયાં, ,,
રૂપા દાડો ઉજ્યો, ,,
[4]ભાગળ ભરી ઢાહી,[5] ,,
ઓરડો ભરી ભેંહી,[6] ,,
કોડજ્યું[7] ભરી સાળી,[8] ,,
ગાવડલી એડાવે,[9] ,,
ધુધરજ્યાળો ઝાંપો, ,,
હાંકળજ્યાળી હેરી,[10] ,,
કુંણુ ગોવાળ જાહે, ,,
વાલજ્યું નીનાંમુ, ,,
વરજુડી વેવાંણે, ,,
વરજુ ફાટયામાંયરે,[11] ,,
ગાવડી કીંમની વાળહું, ,,
આંમળજ્યાં માળાંમાં,[12] ,,

---

૧,૨ એ નામનાં ડુંગરપુર તાબાનાં ગામો છે. ૩ સોના. ૪ ઘરની પરસાળમાં ઢોરને બેસવાની આંતરી લીધેલી જગ્યાને ભાગળ કે વેડ કહે છે. ૫ ગાય. ૬ ભેંસ. ૭ કોડીઉ, કોડ. ૮ બકરાં. ૯ હાંકે, ચરવાને લઇ જાય. ૧૦ સાંકળીની માફક કામડીની સજડ ભરી લીધેલી ઘરને ફરતી વાડની અંદર આવેલી શેરી જેવી સાંકડી જગ્યા. ૧૧ ફાટયામાં, ફાટ પર ચડેલી. ૧૨ આમળાનાં ઝાડ જ્યાં ઘણાં આવેલાં છે તે માળમાં.

ઉનાળાનો દહાડો, વાલિયા નેં નાંમાં.
તોપ તીખો લાગે, „
ઝાઝી રાણુનો[૧] સાંયલો, „
ઇંને સાંયલે બેસસું, „
કાંગડી સાળો કરે,[૨] „
વરણુ રઇને બોલે, „
ફઇ[૩] ફઇ કીને કરે, „
ધણીની ધણીઆંણી, „
સાલ જાતાં રિજયે, „
કણી પાસે જાહું. „
મોરાઇ કોટી પાસે, „
તાંહે મારો મામો, „
ઇંને ટેકે જહું, „

---

૧ રાયણીનો. ૨ કાંકરીચાળો, કાંકરી મારી મશ્કરી કરવા લાગ્યો. ૩ ફોઇ.

## (૫)

## ગોવાળીઆનું ગીત.

ડુંગરી ઉપર કરગેંટી[1] વિયાંણી રે મા'રાજા.
વાલોતાંનાં સોરાં ઢાહી સારે રે, ,,
વાલોતાંને સોરે એંડાં ફોડયાં રે, ,,
કરગેંટી તો અરજ કરવા સાલી રે, ,,
કરગેંટી તો ડુંગરપુર જાઇ લાગી રે, ,,
કરગેંટી તો પોળે[2] જઈને ઉભી રે, ,,
કાં કરગેંટી તું કેંમ આવી રે, ,,
આવસી[3] મારાં એંડાં ફોડી નાંશ્યાં રે, ,,
કાં કરગેંટી કુંણે એંડાં ફોડયાં રે, ,,
કરગેંટી તો જોડી હાથ ઉભી રે, ,,
એંમ કરતામાં ચારસો[4] શપાઇ મોકલ્યા રે, ,,
વાલોતાંનાં સોરાં પકડી લીધાં રે, ,,

---

૧ કરકંડી-કાચંડી. ૨ દરવાજે. ૩ બાપુશ્રી, બાપજી. ૪ ચાર સો.

## ( ૬ )

# ગોવાળીઆનું ગીત.

હેલું પેલું તારિયું ઉગેલુંરે, રતન તારિયું.
તારિયું ઉજ્યું ને વાંણું વાયાંરે, ,,
તારાં રેંડાંને મારાં પાડાંરે, ,,
ભેળાં કરીને આપણુ સારહુ રે, ,,
તારા ડાળિયાને મારાં મઉડાંરે, ,,
ભેળાં કરીને આપણુ ખાહુંરે, ,,
પાડાં સારતે માયા લાગીરે, ,,
જાતાં રેવાનાં દલ થિયાંરે, ,,
જતાં રેહું તો હું ખાહુંરે, ,,
ટકા પૈશાની ગાંઠ લેહુંરે, ,,
કિયે મારગે આપણુ જહુંરે, ,,
ગોદરાંની[1] સડક સાલ્યાં જહુંરે, ,,
ગોદરાંનો દાંણી દાંણુ માંગેરે, ,,
દાંણુ માંગે તો રાતે જહુંરે, ,,
રાતે જહું તો સોર[2] થહુંરે, ,,
ટકો પૈશો તો સૂટી પડયોરે, ,,
ખરસી[3] ખૂટીને માયા તૂટીરે, ,,

---

૧ ગોધરાની. ૨ ચોર. ૩ ખરચી.

## (૭)
## કંથારાં ખાતાં લાગેલી માયા વિષે.

( બૈરાં ગાય છે ).

કાળી [૧]કંથાર એક જાળું રે, શેલ [૨]સોરી.
કંથારે [૩]કંથારાં લાગાંરે, ,,
કંથારે કંથારાં પાકાંરે, ,,
[૪]હાળી બનેવી વાળી જોડીરે, ,,
કંથારાં ખાવાનું મન થઇયુરે, ,,
સાલોને કંથારાં ખાવા જાઇએરે, ,,
કંથારાં ખાતે માયા લાગીરે, ,,
જતાં રેવાનું દલ થયુંરે, ,,
જતાં રેહુંને હું ખાહુંરે, ,,
ટકારે પૈશાની [૫]ગાંઠ લેહુંરે, ,,
સાવળ[૬] કેરા સોખા ખાંડી લેહુંરે, ,,
એરે ખાઇને હું ખાહુંરે, ,,
કેડાનો કંદોરો વેસી ખાહુંરે, ,,
કોટનો દોરડો વેસી ખાહુંરે, ,,
જહુંને કેને ટેકે જહુંરે, ,,
તાં મારા કાકાનો હે ટેકોરે. ,,

---

૧ એક જાતનું બોરડીના જેવું કાંટાવાળું પણ આસપાસ જાળાની માફક પથરાઈ જતું ઝાડ. ૨ છેલ—છેલછબીલી છોકરી. ૩ કંથારનાં બોર, એ ચણીબોર જેવાં ને રંગે કાળાં હોય છે. ને ખવાય છે. ૪ સાળી ૫ પૈસા ટકા ગાંઠી ( બાંધી ) લઇશું ૬ સાળના—શાળના ચોખા.

# (૮)
# લાગેલી માયા નહિ છોડવા વિષે.

લાગીરે પાતળિયા રેડ, માયા કેંમ સોડું રે;
આલુંરે આથીડા ધન, ,,
માયા કેંમ સોડું, તારો કેડો કેંમ મેલું રે.
લાગીરે પાતળિયા રેડ, માયા કેંમ સોડું રે;
આલુંરે ઘોડીલા ધન, ,,
માયા કેંમ સોડું, તારો કેડો કેંમ મેલું રે.
લાગીરે નાંનેંથી રેડ, માયા કેંમ સોડું રે;
લાગીરે પાતળિયા રેડ, ,,
આલુંરે દોરીડા[1] ધન, ,,
માયા કેંમ સોડું, તારો કેડો કેંમ મેલું રે.
તારા હમ મારા હમ, માયા કેંમ સોડું રે;
લાગીરે પાતળિયા રેડ, ,,
આલુંરે જોટડી[2] ધન, ,,
માયા કેંમ સોડું, તારો કેડો કેંમ મેલું રે.
લાગીરે પાતળિયા રેડ, માયા કેંમ સોડું રે;
લાગીરે નાંનેંથી રેડ, ,,

---

૧ ધોરીડા, ધોરી બળદ. ૨ ભેંસ.

(૯)

## વાડીમાં ફૂલ વીણતાં વીણતાં થયલી પ્રીત વિષે.

રાજાની વાડીમાં મોગેરો મોર્યો;
રાજાની વાડીમાં વેર રાજા ઉતર્યો;
વીંણુતે[1] સૂણુતે લાડણી ડીટો;
બાપા હો મારા ઇ વેર જુગે[2];
ઉતળી[3] તળાઇમાં[4] જળમય[5] પાંણી;
તાંરે લાડકડો ધોતીયાં ધોવે;
ઉતળી તળાઇમાં જળમળ પાંણી;
તાંરે લાડકડી પગલાં પખાળે,
ધોતિયાં ધોતે લાડણી ડીઠો;
લાડણી જઈ એના બાપાને વેંદવે,
બાપા હો મારા ઇ વેર જુગે;
કેડે પાતળિયોને મુખડે સામળિયો.

---

૧ મોગરાનાં ફૂલ વીણતાં ચૂંટતાં. ૨ જોઇએ ૩, ૪ તળાવડીમાં. ૫ નિર્મળ.

## (૧૦)

## યારને ગુપ્ત રીતે આવવાનું સૂચવવા વિષે.



મારો હાંકળિયાળો કુંપડો[1] ઠેકી આવ, વાઘજી તું કીમ ડરકેરે,
મારો ઘુઘરિયાળો ઝાંપો સડી આવ, ,,
તું આવે તો સાંનો[2] સાંનો આવ, ,,
મારો હાહરો તો ઓરાંને પડહાળ, ,,
મારી હાહુડી તો ઓરાંને પડહાળ, ,,
મારૂ પરણ્યું તે ગદેડાં[3] ગુવાળ, ,,



૧ ઘરની આસપાસ વાંસની ભરી લીધેલી વાડ. ૨ છાનો છાનો.
૩ ગધેડાંનો ગોવાળ.

## ( ૧૧ )

# પ્રેમવિનોદ.

ઉંતો રાજાની વાડિયોમાં ગઇતી મારા રાજ,કરમલ[1] વીણવા ગઇતી મારા રાજ.
મીંતો ખોળો વાળી કરમલ વીણ્યાં મારા રાજ, ,,
પેલું પાળે ઉભું મોટીયાડ મારા રાજ, ,,
ઉતો વીંણું વીંણુંને વેરી આલે મારા રાજ, ,,
મીંતો ઝીમ કીધું તીમ સાળે સડયું[2] મારા રાજ, ,,
ઉતો જઈ મારા બાપાને કઇ આલે મારા રાજ, ,,
તારો બાપો તો મારો હાહરો મારા રાજ, ,,
ઉતો જઇ મારા વીરાને કઇ આલે મારા રાજ, ,,
તારો વીરો તો મારો હાળો મારા રાજ, ,,
ઉંતો જઇ મારી માડીને કઇ આલે મારા રાજ, ,,
તારી માડી તો મારી હાહુ મારા રાજ, ,,
ઉતો જઇ મારી બીનાંને કઇ આલે મારા રાજ, ,,
તારી બીનાં તો મારી હાળી મારા રાજ, ,,

---

૧ કરમદાં. ૨ મેં જેમ જેમ તેને કહ્યું (વાર્યો) તેમ તેમ તે વધારે ચાળે ચડયો.

## ( ૧૨ )

## લાડીનું સ્વપ્નું આવવાથી તેની તપાસમાં જવા વિષે.

( મરદ અને બૈરાં ગાય છે. )

પીળીને પરભાતે[1] ધનજી, કેડે કંદોરોરે.
દાતણ પાંણી કરે ધનજી, ,,
ટાઢું શીળું જોવે[2] ધનજી, કેડે કંદોરોરે.
સુતારી બોલાવે ધનજી, ,,
સાગણે[3] વડાડે ધનજી, ,,
ઘુંગીઆં[4] કરાવે ધનજી, ,,
ઘુંગીઆં વેરાવે ધનજી, ,,
ઢોલીઓ ઘડાવે ધનજી, ,,
ઢોલીઓ રંગાવે ધનજી, ,,
ઢોલીઓ ભરાવે ધનજી, ,,
[5]ઓરાંની [6]પડાળે ધનજી, ,,
ઢોલીઓ ઢળાવે ધનજી, ,,
ગોદેડાં પથરાવે ધનજી, ,,
પડગાસાં[7] મેલાવે ધનજી, ,,
સૂતો ઘોરાઘોર ધનજી, ,,
અરદી ને[8] અદરાતે ધનજી, ,,
સમણીયે ઝપલાઇયો ધનજી, ,,
ઝબકે બેઠું થઇયું ધનજી, ,,

---

૧ પ્રભાતે. ૨ ટાઢું શીળું જમી લે છે. ( કે. હ. મુવ ). ૩ સાગવન ( કે. હ. મુવ ) ૪ સાગના કકડા. ૫ ઓરડાની, ઘરની. ૬ પરસાળમા. ૭ ખાટલાના પાયા નીચે મૂકવાની પડઘી. ૮ અર્ધા રાત્રે.

માતા પુસણુ લાગી ધનજી, કેડે કંદોરોરે.
હું ને હમણું આવ્યું ધનજી, ,,
લાડી હમણે આવી ધનજી, ,,
કેણી રે પાલાંની ધનજી, ,,
માંડવ[1] કોટી પાલે ધનજી, ,,
લાડી જોવા જાવું ધનજી, ,,
કાકાને [2]હદાવે ધનજી, ,,
કાકાજી હો મારા ધનજી, ,,
લાડી જોવા જાવું ધનજી, ,,
કાકો ને ભતરીજો ધનજી, ,,
માંડવ કોટી પાલે ધનજી, ,,
જાવુંને ફેર જાવું ધનજી, ,,
કૂવો ને વાવડી ધનજી, ,,
પાંણીએરી ઝોલાં[3] ધનજી, ,,
લાડી [4]નરકી લેજો ધનજી, ,,
મોરલા[5] એડાવાળી ધનજી, ,,
મોટા રે ઝોળાની ધનજી, ,,
એ તો જાતી કરો ધનજી; ,,
કુંહાઇનાં[6] ઝોલાં ધનજી, ,,
લાડી નરકી લેજો ધનજી, ,,
પીળી કાપડીવાળી ધનજી, ,,
એ તો લાડી ખરી ધનજી, ,,
એ તો લાડી લેહું ધનજી. ,,

---

૧ ડુંગરપુર સંસ્થાનમાં એ નામની પાલ આવી છે. ૨ સાદ કરે-કરાવે, બોલાવે ૩ પાણીઆરીના ટોળાં. ૪ નીરખી. ૫ મોર ચીતરેલા-(કે હ. મુત્ર) ૬ કુંવારીનાં.

## (૧૩)

# ઢોલીઆ વિષે.

(આ ગીત બૈરાં લગ્નપ્રસંગે ગાય છે.)

રે માંનુંડી સુતાપોરનું[1] સુતારી[2] બોલાવહું, રે માંનુંડી.
રે માંનુંડી ખાંતે[3] ખાંતે સાગણે વડાડહું, ,,
રે માંનુંડી ખાંતે ખાંતે સાગણે વેરાવહું, ,,
રે માંનુંડી ખાંતે ખાંતે કરવતેં મેલાવહું, ,,
રે માંનુંડી ખાંતે ખાંતે ધુંગીઆં વેરાવહું, ,,
રે માંનુંડી ખાંતે ખાંતે ઢોલીઓ ઘડાવહું, ,,
રે માંનુંડી રંગાપોરનું[4] રંગારી બોલાવહું, ,,
રે માંનુંડી ખાંતે ખાંતે ઢોલીડો રંગાવહું, ,,
રે માંનુંડી વેંણાપોરનો[5] વેંણારી[6] બોલાવહું, ,,
રે માંનુંડી ખાંતે ખાંતે ઢોલીડો વણાવહું, ,,
રે માંનુંડી ખાંતે ખાંતે ધ્રેકાં[7] ઓસાવહું,[8] ,,
રે માંનુંડી ખાંતે ખાંતે પડગાસો મેલાવહું, ,,
રે માંનુંડી ખાંતે ખાંતે હોડ વાળી પોડહું. ,,

---

૧ આ નામ કલ્પિત જણાય છે. કહેવાનો ભાવ એટલોજ જણાય છે કે જ્યાં સારા સુતાર રહેતા હશે ત્યાંથી. ૨ સુતાર. ૩ ખંતે, ખંતથી, ઉલટ-ભેર (?) ૪ સુતાપુરની માફક રંગાપુર પણ કલ્પિતજ લાગે છે. ૫ વેંણા-પુર પણ કલ્પિતજ લાગે છે. ૬ વાણુ વણનાર. ૭ હીરનાં ગોદડાં. ૮ વસા-વીશું, મંગાવીશું.

## ( ૧૪ )

# હોળીનું ગીત.



આંબો મોર્યોરે મહુડે મોગેરો, કેહુડીતો લેળા[1] લેળી જાયહે,
આવો કલજીભાઇ ઓળી રમીએ.
નઈ આવો તો નગજીભાઇના હમરે, આવો મસરાતી ઓળી રમીએ.
જીવતા ઓહું તો ઓળી રમહું, મુએ સેલી[2] રાંમ રાંમીરે,
આવો કલજીભાઇ ઓળી રમીએ.



૧ લળી લળી. ૨ છેલ્લી.

## ( ૧૫ )

# કન્યાદાન વખતનું ગીત.

( બૈરાં ગાય છે ).

કોરી મટકીમાં ભરીઆં મઉએડાંરે,
ઉતો માથે મટકડીને સાલીરે,
ઉતો જાઉંરે વાગાને[1] મારેગેરે,
એણે મારેગે ચ્યાંનો હે દાંણીરે,
મારી નવેરંગ સુદડી તાંણીરે,
જેવી તાંણી તેવું મીતો જાંણ્યુંરે,
તું તો એવડો ચ્યાંનો હે શુબોરે,
ઉતો ગોકળ મથુરાંનો શુબોરે,
તારૂ દાંણ ઘટે તે તો લેજોરે,
હેલી આવે ગોવાળીઆંની ટોળીરે,
તરીઆં તોરેણાંને[2] રોપાવોરે,
હેલા પરણે નાનડીઆં બાળેરે,
બાપા આલોકે કન્યા હો દાંનેરે,
હેલા [3]વેડે ભરેલા ઘોરીડારે,[4]
એમાં ટોળાંમાં જોઈ જોઇ લેજોરે,
માડી આલોકે કન્યા હો દાંનેરે,
હેલી વેડે ભરેલી જોટડીઓરે[5],

---

૧ ઘેટાને માગે (?) cf બકરીઓનું વગ. ૨ તરૂતોરણ, ઝાડ-ઝુંડા ને તોરણ. ૩ "વાડામા"-(કે. હ. ધ્રુ.) ૪ ઘોરી-(ધુંસરીમાં જોડાય તેવા) બળદો. ૫ વીઆત્યા વિનાની અથવા એકજ વખત વીઆયલી ભેંસો.

એમાં ટોળાંમાં જોઇ જોઇ લેજોરે,
કાકા આલોકે કન્યા હો દાંનેંરે,
હેલી કોડિયું ભરેલી સાળીરે,
એમાં ટોળાંમાં જોઈ જોઇ લેજોરે,
કાકી આલોકે કન્યા હો દાંનેંરે,
હેલી વેડે ભરેલી ગાયોરે,
એમાં ટોળાંમાં જોઇ જોઇ લેજોરે.

—— ——

## (૧૬)

# લગ્ન વખતનું ગીત.

( બૈરાં ગાય છે ).

રાહી[1] નાનેરી પરણાવી, રાહી ભમરીરે.
રાહી થાળીઆંમાં પરણાવી, ,,
રાહી માંમાને ઘેર [2]પમણી, ,,
રાહી કંકુએ [3]વદાવી, ,,
રાહી [4]સોખડલે વદાવી, ,,
રાહી હાહરા [5]હરખું આવે, ,,
રાહી આપડી [6]હેરીએ આવે, ,,
રાહી ઘુંઘટ ભૂલી ગઈ, ,,
રાહી આવોભાવો કરે, ,,
રાહી ઉકો ભાંગ આલે. ,,

---

૧ છોકરીનું નામ. ( વડનગરા કણબીમાં 'રાઇ' 'રાઈલી' એવાં નામ હોય છે. રાધાની સખીનું નામ 'રાઈ' કે 'રાહી' કવિતામાં મળી આવે છે. કે. હ. ધ્રુવ ) ૨ પરોણી ગઇ. ૩ વધાવી. ૪ ચોખા વતી. ૫ સસરા સરખું. ૬ શેરીએ.

## (૧૭)

## લગ્નનું ગીત.

( એ કન્યાવાળાં વરવાળાંને ગાય છે. )

[૧]ઢળજ્યાંમાં હું પડી, [૨]વેવણ્ની આવરે [૩]મે'લાંમાંય.
મારો રાવજીભાઇ બોલાવે, ,,
મારો ફીયો ભાઇ કું'વારા, ,,
મારો ગલાલભાઇ કું'વારા, ,,
[૪]સે'નાળ [૫]હેરજ્યાંમાં હું પડી, સે'નાળ આવરે મે'લાંમાંય.
તને' [૬]હાંનાંમાં હમજાવું, ,,
મારો પાતળીઓ હે વીરો, ,,
તને' ઢોલીડા ઢળાવું, ,,
તને' દેવોર, [૭]ખાંગે પડયો, ,,
તને' [૮]હીરેકાં [૯]ઓસાડું, ,,
સે'નાળ હોડવાળી પોડયાં, ,,
[૧૦]પાતર [૧૧]જોવાંનિયાં [૧૨]રેળાયરે, ,,
સે'નાળ [૧૩]ઓધાંનાં રીયાંરે, ,,
મારો ફીયો ભાઇ જોવનીઓ, ,,
મારો સમનોભાઇ કું'વારો, ,,
તને' હાંનાંમાં હમજાવું, ,,

---

૧ ઢળીઆમાં, ઢેફાંઢળીઆંમાં, બહાર ખુલ્લામાં. ૨ વેવાણ. ૩ મહેલમાં, ઘરમાં. ૪ છીનાળ. ૫ શેરીમાં, વાટમાં. ૬ સાનામાં, સાનથી, ઈસારતથી. ૭ પાછળ. ૮ હીરનાં ગોદડાં. ૯ વસાણું. ૧૦ પાત્ર, કુપાત્ર. ૧૧ જુવાનીમાં. ૧૨ રોળાય છે. ૧૩ ગર્ભ.

સેંનાળ પૂરા દાડા જાંયરે, ,,
સેંનાળ [1]કાંહકા કુંહકી કરે, ,,
સેંનાળ [2]હજ્યાંણી બોલાવો, ,,
ગલાલ આધાપાસી કરે[3], ,,
મારી રાંડ તો મરી જાહે, ,,
સોકરૂં પૂઠાં [4]પાખળ પડયું, ,,
હઇયાંણી રઇને કેવું બોલે, ,,
સોકરૂં બાપો કીને કેહે, ,,
ગલાલને બાપો કેહે, ,,
સેંનાળ માંડી કંનેં કેહે, ,,
હીરકીને કેહે માંડી, ,,
સેંનાળ ફુઇ કીને કેહે, ,,
નવલીને કેહે ફુઇરે, ,,
સેંનાળ બાઓ કંનેં કેહે, ,,
રાવજીને કેહે બાઓ, ,,
સેંનાળ બાબી કંનેં કેહે, ,,
ભૂરીને કેહે બાબી, ,,



૧ પ્રસૂતિની વેદનાને લીધે મોંમાંથી નીકળતા દુઃખસૂચક ઉદ્ગાર. ૨ સોઇયાણી. ૩ ગલાલ સોઈયાણીને બોલાવવાને આધાપાછી કરે છે. ૪ પૂઠ પાછળ પડયું, ગળે પડયું.

## (૧૮)

## લગ્નનું ગીત.

( એ પીઠી ચોળતી વખતે ગાય છે ).

અળદી[1] અળદીરે અળદીનો સોડ, અળદીરે મારે દલ લાગી.
ભોળા લાડણારે તારાં દીલ રંગાવું, ,,
કાજોળ કાજોળરે કાજોળનો સોડ, કાજોળ મારે દલ લાગી.
ભોળા લાડણારે તમારી આંસ્યો રોળાવું, ,,
મેંદી મેંદીરે મેંદીનો સોડ, મેંદીરે મારે દલ લાગી.
ભોળા લાડણારે તમારા આથ રંગાવું, ,,

---

૧ હળદર.

## (૧૯)

# લગ્નનું ગીત.

(એ વર કન્યાને માંડવે આવી ઉભો રહે છે ત્યારે ગવાય છે.)

માથાની પાઘેડિયો તો તપીં સડીરે, મારો નાંનડિયો વેર ઉભો રિયો.
લાડુ વેવાઇ મારી લાડી કાડી આલોરે, ,,
આથોનાં બોરીલાં[1] તો તપીં સડયાંરે, ,,
લાડુ વેવાઇ મારી લાડી કાડી આલોરે, ,,
પગોની મોજડિયો તો તપીં સડીરે, ,,
લાડુ વેવાઇ મારી લાડી કાડી આલોરે, ,,
કાંનાંના કંઠોડા[2] તો તપીં સડયારે, ,,
લાડુ વેવાઇ મારી લાડી કાડી આલોરે, ,,

---

૧ કડાં. ૨ ગંઠોડા, કાનમાં ઘાલવાનાં એક જાતનાં ઘરેણાં.

## (૨૦)

## લગ્નનું ગીત.

(એ વરકન્યા પરણવા બેઠાં હોય છે ત્યારે ગવાય છે.)

લાડો પીળો [1]પણુજર લાડો પીળો હેંણે જણાયે;
એંની બેંને અળદી રોળાવી એંણે પીળો જણાયે.
લાડી કાળી [2]કણુજર લાડી કાળી હેંણે જણાયે,
એંની બેંને મેંહ રોળાવી એણે કાળી જણાયે.

---

૧ પણુજર. સં. પિંજર (કે. હ. ધ્રુવ.) ૨ કણુજર સં. कज्जल (કે. હ. ધ્રુવ).

## (૨૧)

# લગ્નનું ગીત.

( આ વર પરણવા બેઠો હોય છે તે વખતે ગવાય છે.)

આથોમાં [1]નારેળાંને બેઠાહોરે કુંવોર બેઠાહોરે જાંણે વાંણીલોના કુંવોર.
કાંનાંમાં કંઠોડાને બેઠાહો રે કુંવોર બેઠાહો રે ,,
પોગોમાં મોજડિયોને બેઠાહો રે કુંવોર બેઠાહો રે ,,
આથોમાં ભોરીલાંને બેઠાહો રે કુંવોર બેઠાહો રે ,,



૧ નાળિએર.

( ૨૨ )

## લગ્નનું ગીત.

આંણી ઢેહીં ગંગા પેલી ઢેહીં જમના, [1]વેસમાં લાડો કાગદ લખે.
લાડા તારા માંમા નોંતર્યા કે નઈરે, લાડા તારા મનમાં કેવુંક લાગે.
લાડા તારી ફઈ નોંતરી કે નઈરે, ,,
લાડા તારા ફુવા નોંતર્યા કે નઈરે, ,,
લાડા તારા વીરા નોંતર્યા કે નઈરે, ,,
લાડા તારી [2]ભોજાઈયીં નોંતરી કે નઈરે, ,,
લાડણાનો વીરો ઘણો હે [3]નાંદીરે, ,,
લાડણીનો બાપો માંડવો રેપેરે, લાડી તારા મનમાં કેવુક લાગે.
આંણી ઢેહીં લાડણી પેલી ઢેહીં લાડણો, ,,
લાડી તારો બાપો ઘણો હે [3]નાંદીરે, ,,
પેલી ઢેહીં લાડણો મનમાં [4]ઝૂરેરે, ,,
લાડી તારો બાપો જાજમેં પથરાવેરે, ,,
લાડણાની જાંન્યો જાજમેં ઉતરાવુંરે, ,,

---

૧ વચમા. ૨ ભોજાઈ. ૩ નાદી, મિજાજી, મોટાઇવાળો, cf નાદ=મિજાજ, ૧૨. ૪ કામજ્વરથી પીડાય છે.

## ( ૨૩ )

# લગ્નનું ગીત.

( આ જોડકાં કન્યાવાળાં વરવાળાંને ગાય છે. )

પીપળાનુ પાંનું બોલે ધડાધડરે, વડલાનું પાંનું હે ગુંગુંરે.
લાડી તારો બાપો બોલે ધડાધડરે, લાડા તારો બાપો હે ગૂંગોરે.
લાડી તારી માંડી બોલે ધડાધડરે, લાડા તારી માંડી હે ગુંગીરે.
લાડી તારો કાકો બોલે ધડાધડરે, લાડા તારો કાકો હે ગૂંગોરે.
લાડી તારો વીરો બોલે ધડાધડરે, લાડા તારો વીરો હે ગૂંગોરે.

## (૨૪)

# લગ્નનું ગીત.

(આ જોડકાં વરવાળાં કન્યાવાળાંને ફેરા ફરતી વખતે ગાય છે.)

લાડો ફેરા ફરેરે, આથમાં હોનું રૂપુંરે;
લાડી ફેરા ફરેરે, આથમાં લેંહુરે.
લાડો ફેરા ફરેરે, આથમાં રૂપા લેંખુરે;
લાડી ફેરા ફરેરે, આથમાં લેંહુરે.

(૨૫)

## લગ્નનું ગીત.

(આ જોડકાં વરકન્યા પરણી ઊઠે છે ત્યારે ગવાય છે).

કુંણ મોટુ કુંણ સોટુરે, લાલ પાંનાજી.
અમે મોટા તમે સોટારે, ,,
વેર મોટા લાડી સોટીરે, ,,

## (૨૬)

# લગ્નનું ગીત.

( એ કન્યાને સાસરે વળાવતી વખતે ગવાય છે ).

ગુજરી બાપાજીના ખોળા કેમ સોડયારે, ગુજરી કેમે રેહો.
ગુજરી દાદરાજીને ખોળે જઇ બેઠાંરે, ,,
ગુજરી માડીજીના ખોળા કેમ સોડયારે, ,,
ગુજરી દાદુડીને ખોળે જઇને બેઠાંરે, ,,
ગુજરી કાકાજીના ખોળા કેમ સોડયારે, ,,
ગુજરી જેઠજીને ખોળે જઇને બેઠાંરે, ,,
ગુજરી વીરાજીના ખોળા કેમ સોડયારે, ,,
ગુજરી દેવરિયાને ખોળે જઇ બેઠાંરે, ,,
ગુજરી ભાભીજીના ખોળા કેમ સોડયારે, ,,
ગુજરી નણદીને ખોળે જઇને બેઠાંરે. ,,

## (૨૭)

# રીસાઇલી વહુને મનાવવા વિષે.

સોટી[1] મોટી ખજુરીનો વેંજણો,[2]
તમારી વઉઓર રીહાંમણે સાલ્યાંરે;
તેંનેં કુંણે મનમણે જાય,
ઝોલો[3] લાગો વજી વઉને ઘુંઘટડે.
એંની હાહુ મનમણે જાયહેરે;
હાહુ તમારી વાળેલી તો નંઈ વળું,
તમારા દીકરાના કડવા હે બોલ,
ઝોલો લાગો વજી વહુને ઘુંઘટડે.
લાંબી લાંબી ખજુરીનો વેંજણો,
તમારી વઉઓર રીહાંમણે સાલ્યાંરે;
તેંનેં કુંણે મનમણે જાય,
ઝોલો લાગો વજી વહુને ઘુંઘટડે.
એંના હાહરો મનમણે જાયહેરે,
હાહરાજી તમારી વાળેલી તો નંઈ વળુ,
તમારા દીકરાના કડવા હે બોલ,
ઝોલો લાગો વજી વહુને ઘુંઘટડે.
લાંબી લાંબી ખજુરીનો વેંજણો,
તમારી વઉઓર રીહામણે સાલ્યાંરે,

---

૧. છોટી, નાની ૨. વીજણો. ૩. આ લીટીનો અર્થ ભીલ લોકો સમજાવી શકતા નથી, પણ કદાચ વહુએ રીસાવાથી ઘુંઘટ ખૂબ તાણ્યો હશે તેથી તે ઝોળા જેવો દેખાયો હશે.

તેને કુંણે મનમણે જાય,
ઝોલો લાગો વજી વઉને ઘુંઘટડે.
એના જેઠજી મનમણે જાયહેરે,
જેઠજી તમારી વાળેલી તો નઇ વળું;
તમારા ભાઇના તો કડવા હે બોલ,
ઝોલો લાગો વજી વઉને ઘુંઘટડે.
લાંબી લાંબી ખજુરીનો વેંજણો,
તમારી વઉઓર રીહાંમણે સાલ્યારે;
તેને કુંણે મનમણે જાય,
ઝોલો લાગો વજી વઉને ઘુંઘટડે.
એના દેવર મનમણે જાયહેરે,
દેવર તમારી વાળેલી તો વળુંરે;
તમારા મેંઠા લાગે હે બોલ,
ઝોલો લાગો વજી વઉને ઘુંઘટડે.



## (૨૮)
## આણાં વિષે ગીત.

( બૈરાં ગાય છે ને દરેક ટુંક બબ્બે વાર બોલે છે ).

ઝમકુ ધમકુ બેય [1]બોને, ઝમકુડીરે.
ઝાઝીરે બોરેમાં[2] ઝૂમાં[3], ,,
હાહરો આંણે આઇયો ઝૂમાં, ,,
દેરડો માગ્યો કિમ ન લાઇયો, ,,
એટલાં આંણાં પાસાં ફેરો. ,,
જેઠજી આંણે આઇયો ઝૂમાં, ,,
હાંકળી માગી કિમ ન લાઇયો, ,,
એટલાં આંણાં પાસાં ફેરો. ,,
દેવરિયું આંણે આઇયું ઝૂમાં, ,,
નાથડી[4] માગી કિમ ન લાઇયો, ,,
એટલાં આંણાં પાસાં ફેરો. ,,
પરણ્યો આંણે આઇયો ઝૂમાં, ,,
હાગનો હોગો[5] લેતો આઇયો, ,,
હાગનો હોગો એશો માયો, ,,
તાંહી નાહી ટોડલે[6] વાગી[7], ,,
તાંહી નાહી સૂલે પેઠ, ,,
તાંહી નાહી ઝાંપે વાગી, ,,
હાઈ આથેને મોરે કરી[8], ,,
સાલો આપડે ઘેરે જાજ્યે. ,,

---

૧ બેનો. ૨ બોરડીઓમાં. ૩ ઝૂમે, ઘૂમે, રમે. ૪ નાકની વાળી. ૫ સોટો. ૬ ટોલ્લે. ૭ અથડાઇ. ૮ હાથે સહાઇને આગળ કરી.

## (૨૯)

## ( આ ગીત ભીલ બૈરાં કોઇ પણ ગામમાં શુભ પ્રસંગે પેસતી વખતે ગાય છે. )

રે વાંણીલા લાકડી હેરીરે, મને હેરીયીં જાવાદે.
રે આથોનાં બોરીલાં આલુરે, મને હેરીયીં જાવાદે.
રે બોરીલાં નઇરે લેતોરે, હેરીયીં નઇરે જાવાદૂં.
રે કોટોના દોરડા આલુંરે, મને હેરીયીં જાવાદે.
રે દોરેડો નઇરે લેતોરે, હેરીયીં નઇરે જાવાદૂં.
રે નાકાંની નાથડી આલુંરે, મને હેરીયીં જાવાદે.
રે નાથડી નઇરે લેતોરે, હેરીયીં નઇરે જાવાદૂં.
રે માથાનો બોરડો આલુંરે, મને હેરીયીં જાવાદે.
રે બોરડો નઇરે લેતોરે, હેરીયીં નઇરે જાવાદૂં.

---

સં. વલય ( કે. હ. ધ્રુવ ).

## (૩૦)

# કાંબીઆ વિષે.

---

કંહારો[૧] કાંબિયું[૨] લેઇને આઇયો, રાઇનો ઢુલોરે[૩].
હાહરાજી કાંબિયું મુલવી આલો, „
વહુઆરી કાંબિયું મોંઘું પડે, „
વહુઆરી કાંબિયું પેરી જુઓ, „
વહુઆરી કાંબિયું મોંઘું પડે, „
હાહરાજી કાંબિયું પેરી જોયું, „
[૪]પરણ્યું રાવેળજીને મજરે ગીયું, „
પરણ્યું ઘેરે ઓત તો પેરી લેતી, „
પરણ્યું બારે વરની સાકરી[૫] ગીયો. „

---

૧ કંસારો. ૨ પગે પીંજણીઆંની છેક નીચે પહેરવાનું પિત્તળનું ઘરેણું. ૩ પ્રા. ઢોલ્લો=મરદ; સં. ધવ (કે. હ. ધ્રુવ) સુરત ભરૂચ તરફ 'ઢોલો' એ કોઈક બેવકુફ માણસને માટે તિરસ્કારમાં વપરાય છે. ગુજરાતમાં કેટલેક ઠેકાણે લગ્ન પ્રસંગે ફટાણાંમાં '(ફલાણા) તારી નાનેરી નાર, ઢોલો રે ગુજરાતનો' એમ ગવાય છે. ૪ વર. ૫ ચાકરી.

## (૩૧)

## જુવાનીમાં લુગડાંઘરેણાં પહેરી લેવા વિષે.

મારે આંગણે લેંમડી, નણદીને આંગણે ઝાડ માંજી.
ધમકે વાડું લેંમડી, ફૂલ ઘેળ્યાં[1] ઘેળ્યાં જાંયરે માંજી.
નણદી બાઇના વીરા, મને સુંનડી વ્હોરી આલરે માંજી.
મારે જુગે સુંનડી, મારાં ભરિયાં જોવન[2] જાંયરે માંજી.
મારે જુગે દોરડો, મને દોરડો વ્હોરી આલરે માંજી.
[3]સૂંનડીના બેટા, મને દોરડો ઘડી આલરે માંજી.
નણદીબાઇના વીરા, મને ઘુઘરી વ્હોરી આલરે માંજી.
વ્હોરીલાના બેટા, મને ઘુઘરી વ્હોરી આલરે માંજી.
મારે જુગે ઘુઘરી, મારાં ભરિયાં જોવન જાંયરે માંજી.

---

૧ ઘેરાં ઘેરાં થઇ જાય, કરમાઈ જાય. ૨ જોબન. ૩ સોની.

## (૩૨)
## પિએરસાસરા વિષે.

સાલો ઉડિયે (૨) આપડે પીએરિયે;
આપડે પીએરિયે તો બાપાજીનાં રાજરે;
આપડે પીએરિયે તો આંબાકેરાં ઝાડાંરે,
આદાં [1]કાસાં આદાં પાકાં ઇ કેરાં સાખોરે.

સાલો ઉડિયે (૨) આપડે હાહરિયે;
આપડે હાહરિયે તો લેબડાકેરાં ઝાડાંરે.

સાલો ઉડીયે (૨) આપડે પીએરિયે,
આપડે પીએરિયે તો કાકાજીનાં રાજારે;
આપડે પિએરિયે તો નારેળીનાં ઝાડાંરે,
આદાં કાસાં આદાં પાકાં ઇ સાખી[2] રીજેરે,
નાંની નાંની નાથડી તે પડી ઢુલ્યાં[3] એઠાંરે;
મોટેરી ધડાવો પરણ્યા મન રાજી રીહેરે;
નાંનેરી ધડાવો પરણ્યા મન રાજી રીહેરે;

---

૧ અર્ધા કાચાં. ૨ આખીને રહેલા. ૪ ઢોળીઆ નીચે.

## ( ૩૩ )

## સાસરાના દુઃખ વિષે.

(બૈરાં ગાય છે ને સામસામાં ઝીલે છે. દરેક ટુંક બબ્બે વાર બોલે છે.)

મારા બાપાના ઘરમાં એકલી રે, ધન રે મારી મરૂએડી.[1]
ઊં મોટાંની કુંવેરી રે, ,,
મને રાંકને ઘેરે દીધી રે, ,,
ઊં મેડીઆંની પોઢનારી રે, ,,
મને ટાપરી વતાડે રે,[2] ,,
ઊં સૂંપું[3] તારી ટાપરી રે, ,,
ઊં ઢોલીઆંની પોઢનારી રે, ,,
મને ખાટલી વતાડે રે, ,,
ઊં ભાગું તારૂં ખાટલું રે, ,,
ઊં ભેંહોની દોનારી રે, ,,
મને સાળકી[4] વતાડે રે, ,,
ઊં મારૂં તારૂં સાળકુ રે, ,,
ઊં થાળીઆંની જમનારી રે, ,,
મને ઢોમણું[5] વતાડે રે, ,,
ઊં ફોડું તારે માથે રે, ,,
ઊં ઘુણીઆની[6] ભરનારી રે, ,,
મને માંણકી[7] વતાડે રે, ,,

---

૧ મહુલી કે માવલડી? ૨ હું મેડી પર સુનારી તેને છાપરી વિતાડે છે. ૩ ચાંપું, આગ લગાડું. ૪ છાગી (કે. હ. ધ્રુવ.) બકરી. ૫ ઠામડું, ઠીકરાનું વાસણ. ૬ તાંબાનો હેળડો. ૭ માણ, માટીની ગાગર.

ઊં ફોડું તારી સાતી[1] રે, ધન રે મારી મરૂએડી.<br>
ઊં મેડીએ બજાંડા પીસતી રે, ,,<br>
ઊં મેડીએ ખીસડી રાંદતી[2] રે, ,,<br>
ઊં બાખડી બેંહનાં ઘીયાં રે, ,,<br>
ઊં પળીયેં ઘીયાં ખાતી રે, ,,<br>
ઊં ખાતી મઝા કરતી રે, ,,<br>
ઊં ઠેપે પાંણુા કાડતી રે, ,,<br>
ઊં ધમકે[3] ધરતી તોડતી રે, ,,



---

૧ છાતી. ૨ રાંધતી. ૩ પગની ઠોકરે.

## (૩૪)

## સાસરા વિષે.

મને નાંનેંહી પરણાવી રે, પુરાંણી[1] સાજવાને દે.
મારૂં હાહરૂ રે વાગડરે, ,,
મારૂં પિયેર હે ગુજરાતરે, ,,
મને ઢાલરીયે[2] પરણાવીરે, ,,
મારો હાહરો હે ધયડો પાંનારે, ,,
મારી હાહુડી હે ધયડાં પાંનાંરે, ,,
માર્ પરણ્યું હે નાનું બાળરે, ,,

---

૧ ગોર. ૨ ઢાલરામાં સૂતી હતી ત્યારની, છેક બચપણમાં.

# (૩૫)
# કજોડાનું ગીત.

( બૈરાં ગાય છે ).

બાર વરની કન્યા ને અડી વરનો વેરરે;
પાંણી ભરવા જઉ તારે વાંહે વાંહે આવેરે;
વાંહે વાંહે આવે તારે કુવામાં અડસેલ્યુરે;[1]
કુવામાં અડસેલ્યું તારે ડાબક ડુબક કરે રે;
ડાબક ડુબક કરે તારે અઇયિડલામાં[2] ઘાલ્યુરે;
અઇયિડલામાં ઘાલ્યું તારે માંણે[3] લંબાવીરે;
માંણે લંબાવી તારે કાંને [4]વળગાયુરે;
બાર વરની કન્યા ને અડી વરનો વેરરે

વાહીદાં રોળુ[5] તારે વાંહે વાંહે આવેરે;
વાંહે વાંહે આવે તારે ઉકેડામાં દાબ્યુંરે;
ઉકેડામાં દાબ્યું તારે ફુદળક ફુદળક કરેરે;
ફુદળક ફુદળક કરે તારે અઇયિડલામાં ઘાલ્યુંરે;
અઇયિડલામાં ઘાલ્યું તારે ટોપલુ લંબાઇયુંરે;
ટોપલુ લંબાઇયું તારે કાંને વળગાયુંરે;
બાર વરની કન્યા ને અડી વરનો વેરરે.

રોટડલોને કરૂં તારે સૂલા કને આવેરે;

---

૧ વાંસે વાંસે આવ્યો ત્યારે તેને કુવામાં હડસેલી દીધો. ૨ હૈડામાં. ૩ ઘડો. ૪ ઘડાને કાને વળગી શકાયું. ૫ વાસીદાં વાળું.

સૂલા કને આવે તારે ઉંબાડું[1] ધમકાર્યુંરે;[2]
ઉબાડું ધમકાર્યું તારે ભદડ ભદડ નાઠુંરે;
ભદડ ભદડ નાઠું તારે ટોડલે[3] જઇને ઉભુંરે;
ટોડલે જઈને ઉભું તારે સારકા[4] સીસ્કી કરેરે;
સારકા સીસ્કી કરે તારે અઇયડલામાં દાજ્યુંરે;
અઇયિડલામાં દાજ્યું તારે પેલી રોટી આલીરે;
પેલી રોટી આલી તારે સેલી[5] રોટી માંગીરે;
સેલી રોટી આલી તારે હેંકાહાંમણુ[6] જોવેરે;
હેંકાહાંમણુ જોવે તારે હેંકાવાળુ[7] આલ્યુરે;
બાર વરની કન્યા ને અડી વરનો વોરરે.



૧ બળતુ લાકડું. ૨ જોરથી સામું ફેંક્યું. ૩ ( બારણાને ). ૪ ચીસ પાડી રડે. ૫ છેલ્લી ૬ શીકા સામું. ૭ શીકા પર મૂકેલું (ઘી.)

## (૩૬)
## કજોડાંનું ગીત.

મા મને ડોહાને પરણાવીરે,
ડોહાને ગોદડીનો ઘણો ભાવરે[1],
લેરે ડોહા સુંથાં પુથાં, લેરે ડોહા સુંથાં પુથ
મા મને ડોહાને પરણાવીરે.

ડોહાને અમલનો ઘણો ભાવરે,
લેરે ડોહા ગટ્ટાગટ, લેરે ડોહા ગટ્ટાગટ,
મા મને ડોહાને પરણાવી.

ડોહાને ધાંણીનો ઘણો ભાવરે,
લેરે ડોહા કરૂડ કરૂડ, લેરે ડોહા કરૂડ કરૂડ,
મા મને ડોહાને પરણાવીરે.

ડોહાને રોટલાનો ઘણો ભાવરે,
લેરે ડોહા કટકુ બટકુ, લેરે ડોહા કટકુ બટકુ,
મા મને ડોહાને પરણાવીરે.

ડોહાને ખાટલીનો ઘણો ભાવરે,
લેરે ડોહા ભાગી ટૂટી, લેરે ડોહા ભાગી તૂટી,
મા મને ડોહાને પરણાવીરે.

---

૧ ડોસાને ખાટલા પર ગોદડી પાથરીને સૂવાનું ઘણું ગમે છે.
૨ ચૂથાં પૂથાં.

## (૩૭)
## તલવાડાના નાનજી ડામોરની બાર બૈરી વિષે.

તલવોડાનું[1] નાંનજી ડાંમોર, ઝમકુડી.
નાંનજીનેં તે બાર બઇયેંરે, ,,
બારમામાં એક બોડી બઇયેંર, ,,
બોડી બઇયેંર [2]બોરડો માગે, ,,
ઝાલોદ જવાતુ નથી, બોરડો લવાતો નથી, બોડીને અલાતો નથી.
બોડી મારૂં લોઇ પીએરે— ઝમકુડી.
તલવાડાનું નાંનજી ડાંમોર, ,,
નાંનજીનેં તે બાર બઇયેંરે, ,,
બારમામાં એક સાંદરી[3] બઇયેંર, ,,
સાંદરી બઇયેંર કાંહકો[4] માંગે. ,,
[5]ફતાપરે જવાતુ નથી, કાંહકો લવાતો નથી, સાંદરીને અલાતો નથી.
સાંદરી મારૂં લોઇ પીએરે— ઝમકુડી.
તલવાડાનું નાંનજી ડાંમોર. ,,
નાંનજીનેં તે બાર બઇયેંરે, ,,
બારમામાં એક કાંણી બઇયેંર, ,,
કાંણી બઇયેંર કાજળ માંગે, ,,
[6]રાંમપોર જવાતુ નથી, કાજળ લવાતુ નથી, કાંણીને અલાતુ નથી.
કાંણી મારૂં લોઇ પીએરે— ઝમકુડી.

---

૧ વાસવાડા રાજ્યમાં આવેલું એક મોટું ગામ છે. ૨ ચોટલામાં ગૂંથીને માથાના આગલા ભાગ પર રાખે છે તે બોર. ૩ ચાંદરી, માથે ચાંદાંવાળી, માથે તાલવાળી. ૪ કાંસકો. ૫ ફતેપુરા એ સૂંથ તાબાનું ગામ છે. ૬ સૂંથરામપુર.

તલવાડાનું નાંનજી ડાંમોર, ઝમકુડી.
નાંનજીનેં તે બાર બઇયેંરે, ,,
બારમામાં એક [1]ટુંટી બઇયેંર. ,,
ટુંટી બઇયેંર કડલાં માગે, ,,
કડાંણેં જવાતું નથી, કડલાં લવાતાં નથી, ટુંટીને અલાતાં નથી,
ટુંટી મારૂં લોઈ પીએ— ઝમકુડી.

| | | | | |
|---|---|---|---|---|
| * | * | * | * | બાકીનું ઘણો શોધ કર્યા છતાં મળી શક્યું નથી. |
| * | * | * | * | |
| * | * | * | * | |
| * | * | * | * | |
| * | * | * | * | |



1 ઠુંઠી (પગે).

## ( ૩૮ )

## ચુંદડી વિષે.



[૧]સુંદેડી તે ભલેરી આવીરે, પાવાઘડની સુંદેડી.
આવી ઉતરી રાંમજીભાઇને [૨]વેડરે, ,,
કરો મારા રાંમજી વીરા મૂલરે, ,,
સુદેડીના હવાએ રોકડારે, ,,
પેરો મારાં મોતીબાઇ બુનાંરે, ,,
સુંદડી પેરૂ તો કેડો ભરાંયરે, ,,
ઓડું તો પગલ્યો રોળાંયરે, ,,
ધોવું તો દરીઓ રંગાયરે, ,,
ઝંઝેડું તો ઉડે ઝેણા મોરરે[૩]. ,,



૧ ચુંદડી કે ચુંદડીવાળો ? ૨ ઘેર. ૩ ખંખેરૂં છુ ત્યારે તેના પર પાડેલી ભાતને લીધે જાણે ઝીણા મોર ઉડતા હોય એમ જણાય છે

## (૩૯)

## ગરબી.

બૈરાં ગાય છે.

એંના [1]પાવાને હેંનાં પાપરે, પાવો મેવાશી.
મીંતો નથી ભાગી સરોવર પાળરે, ,,
એંના પાવાને હેંનાં લાગા પાપરે, ,,
મીંતો નથી તોડયાં આંબા કેરાં ડાળ, ,,
એંના પાવાને હેંનાં લાગાં પાપરે, ,,
મીંતો નથી ભાગ્યાં મહુડા કેરાં ડાળરે, ,,
એંના પાવાને હેંના લાગાં પાપરે. ,,
મીંતો નથી માર્યા રમતા મોરરે, ,,
એંના પાવાને હેંના લાગાં પાપરે, ,,
મીંતો નથી કાપ્યાં ગાય કેરાં ગળાંરે, ,,

---

૧ પાવાગઢના પતાઈ ચવાણને (?)

# (૪૦)

## ગરબી.

( બૈરાં ગાય છે. )

લીલો લેંબડોરે મોર્યો[1] નાગરવેલનો સોડ,[2]
આડા અવળીરે શાંમાં શોનીડાનાં આટ,
દોરડો મુલવતેરે[3] લાગી લાલાભાઈની રેડ,[4]
દોરડો પડત મેલોરે સાલો લાલાજી સંગાત.

આડા અવળીરે શાંમાં વાંણીલાના આટ,
સુંનડી મુલાવતાંરે લાગી લાલાભાઈની રેડ,
સુંનડી પડત મેલોરે સાલો લાલાજી સંગાત.

આડા અવળીરે શાંમાં સોદાગરનાં આટ,
ધોડીલો મુલવતાંરે લાગી લાલાભાઈની રેડ,
ધોડીલો પડત મેલોરે સાલો લાલાજી સંગાત.

---

૧ મોર આવ્યા. ૨ છોડ. ૩ મૂલવતાં, દોરાનું મૂલ કરાવતાં. ૪ માયા.

## (૪૧)

## ગામમાં આવેલા વહોરા પાસે ઘરેણાં લેવા વિષે.

( બૈરાં ગાય છે. )

લેમડી[૧] સોરે વોરૂ[૨] આઇવું, ઝમકુડીરે.
હું હુ હોદો લેઇને આઇવું, ,,
ઝાંઝરી જોડાં[૩] લેઇને આઇવુ, ,,
ઝાંઝરી મીંતો મુલવી જોયું, ,,
મુલવી જોયું પેરી જોયુ, ,,
પેરીને તો હેરિયે[૪] સાલ્યાં, ,,
હેરિયે સાલ્યાં ઠમકો કર્યો, ,,
ઠમકો કર્યો મડકો[૫] આઇયો, ,,
લેંમડી સોરે વોરૂ આઇવુ, ,,
હુ હું હોદો લેઇને આઇવુ, ,,
ફુમતી ઘુઘરી[૬] લેઈને આઇવું, ,,
ફુમતી મીંતો મુલવી જોયું, ,,
મુલવી જોયુ પેરી જોયુ, ,,
પેરીને તો હેરિયે સાલ્યાં, ,,
હેરિયે સાલ્યાં ઠમકો કર્યો, ,,
ઠમકો કર્યો મડકો આઇયો, ,,
લેમડી સોરે વોરૂ આઇવું, ,,
હું હું હોદો લેઇને આઇવું, ,,

---

૧ લીમડીને ચોરે. ૨ વહોરો. ૩ ઝાંઝરની જોડ. ૪ શેરીએ ૫ મટકો, લટકોમટકો. ૬ ઘુઘરીવાળી ફુમતી જે ચોટલે બાંધે છે તે.

ટીલડી[1] જોડાં લેઇને આઇયું, ઝમકુડીરે.
ટીલડી મીંતો મુલવી જોયું, ,,
મુલવી જોયું સોડી[2] જોયું, ,,
સોડીને તો હેરિયેં સાલ્યાં, ,,
હેરિયેં સાલ્યાં ઠમકો કર્યો, ,,
ઠમકો કર્યો મડકો આઇયો, ,,



૧ કપાળે ચોંડવાની ટપકી. ૨ ચોંડી.

## ( ૪૨ )
# બનેશ્વરના મેળાનું ગીત.

( મરદ તેમજ બૈરાં ગાય છે ).

બેંણીશરનો[1] મેળો, ઝવર પટલેંણ.
મેળો જોવા જાવું, ,,
જવું ને ફેર જાવું, ,,
ખોણુવાળી કોઠી, ,,
[2]ઢેંકે ડાટો ભાગે, ,,
[3]માંણું ધડીડા કાડે, ,,
[4]હરહેડી હુપેડી[5], ,,
મોટા જોટા હોવે[6], ,,
મરૂડી[7] હે ઘેંયટી[8], ,,
ધમ્મર ધમ્મર પીસે, ,,
દળીને પાળ વાળે[9], ,,
હુંડલી[10] ભરી વાળે, ,,
કોઠી [11]માથે મેલે, ,,
વાડામાં વાલળીઓ, ,,

---

૧ બનેશ્વર એ ડુંગરપુર રાજ્યમાં મહી અને સોમ નદીના સંગમ પર આવેલુ એક જાત્રાનું ધામ છે. ૨ મૂઠીવતી ધક્કો મારી હચમચાવીને. ૩ દશાશેરનું લાકડાનું માપું. ૪–૫ સુપડી. 'એકાર્થ બેવડા શબ્દ છે. cf મોટા જોટા' ( કે. હ. ધ્રુવ ) ૬ ઉતાવળથી ઝાટકે છે. ૭ મારવાડી. 'મારૂ = મરદ; મારૂડી = સ્ત્રી' (કે. હ. ધ્રુવ.) ૮ ઘંટી. "નામધાતુ છે, નામ નથી. cf. હળવું. (કે. હ. ધ્રુવ)." ૯ લોટની ગોળ ફરતી પાળ વાળે–કરે. ૧૦ વાંસની ટોપલી. ૧૧ કોઠી ઉપર.

પાપડીઓ વેંણાવે, ઝવેર પટલેંણ.
પાપડીઓ હોજાળે[1], ,,
[2]સુલે વાહદી[3] બાળે, ,,
હાંડલી ધોવાડે, ,,
પાપડીઓ ઓરાવે, ,,
પાપડીઓ ઓહાડે[4], ,,
મશાલો વટાડે, ,,
હે કાહાંમણ[5] જોવે, ,,
પળીયેં તેલાં કાડે, ,,
પાપડીઓ સમકાવે[6], ,,
રોટલાં પોટલાં કરે, ,,
પેટનાં પોટલાં કરે, ,,
મેળો જોવા જાવું, ,,
હું ને પેરી જઇયે, ,,
કંડિયામાં કાપેડી[7], ,,
બીજુ તે હું રે, ,,
ભાભીવાળો ખંમકો[8], ,,
તીને પેરણુ[9] જાયરે, ,,
કેંને હાથે[10] જાયરે, ,,
ભાઇનું હાળુ[11] જાયરે ,,

---

૧ વાડીમા વાલોળ હતી તેની પાપડી વીણે છે અને સોજ્જી (ચોકખી) કરે છે. ૨ ચૂલે. ૩ દેવતા. ૪ ઓસાવે. ૫ ચીકા સામું (જુઓ ગીત ૩૫-મું, લીટી ૨૪ મી). ૬ ચમકાવે, વધારે ૭ કાપડી. ૮ ઝાબીઉં, ચોટલાને છેડે કાંસાનું ઘુઘરીવાળું ઘરેણું ભીલડીઓ બાંધે છે તે. ૯ પહેરીને. ૧૦ સાથે. ૧૧ સાળો.

મોઘલું હે વેવાઇરે, ઝવેર પટલેંણુ.
તીને હાથે જાયરે, ,,
હેંડે ધમ્માધમ્મ, ,,
આડાં દોડાં આટાં[1], ,,
કક્ક દોડાં આટાં, ,,
વાંણીલાને આટે, ,,
સુદડી મૂલાવે[2], ,,
કે વાંણીલા મૂલ, ,,
હવ્વા રૂપીઓ લાગે, ,,
સનિક[3] ઓડી જોવે, ,,
ભલું [4]ખલતું આઇયું, ,,
તાંહીને નીહેરી, ,,
ઓરીલાને આટે, ,,
ઝાખીઉં મૂલાવે, ,,
કે ઓરીલા મૂલ, ,,
એકે પાવલી લાગે, ,,
સનિક ગોથી[5] જોવે, ,,
એશુ ખલતું આઇયુ, ,,
હેંડે ઝમ્માઝમ્મરે, ,,
વેવાઇજી હો મારા, ,,
ખાવું [6]કાંય ખવાડો, ,,
[7]દુકડા વાળી આલહું, ,,

---

૧ હાટ–દુકાન. ૨ ચુંદડીનું મૂલ કરાવે. ૩ જરાક, ક્ષણેક. "સં. શ્લક્ષ્ણ ? શનૈઃ ? (કે. હ. ધ્રુવ)" ૪ એસતું. ૫ ગૂંથી. ૬ ખાવાનું–સારૂં, મિઠાઈ જેવું. ૭ દોકડા–પૈસા વાળી આપીશું.

વેવાંણુજી હો મારાં, ઝવર પટલેણુ.
ખાવુ ખાંતે ખાજો, ,,
વેવાઇને રીઝવજો, ,,
દુકડા વાળી લેહું, ,,
હેંડોરે મોઘલાજી, ,,
સાલો ઘેર જાઇયે. ,,



---

ટીપઃ ભીલ લોકોના મેળા ભરાય છે ત્યાંથી ભીલડીઓ જે પરપુરૂષ સાથે પોતાનું મન મળેલું હોય છે તેની સાથે આગળથી કરી રાખેલા સંકેત પ્રમાણે આજે પણ નાસી જાય છે.

## ( ૪૩ )
## બનેશ્વરના મેળાનું ગીત.

( મરદ તથા બૈરાં ગાય છે. )

આંજુડીવખતુડીવાળી જોડી,[1] મારી હેલી રે,
કાં રે સોરી[2] મેળોસરજ્યો[3] મેળો, ,,
કાં રે સોરી મનમાં વશાર[4] કરે, ,,
કાં રે સોરી માથાસુંટી[5] કરે, ,,
માથું રે વાળે ને મતું[6] કરે, ,,
કાં રે સોરી એક જણુને જહું,[7] ,,
વાગડજ્યાં[8] ઢેબરજ્યાં[9] મેળે આઇયાં, ,,
ગુજરાતનાં ભાગળજ્યાં[10] મેળે આઇયાં, ,,
પાંણીયારનાં[11] કાંણિયાં[12] મેળે આઇયાં, ,,
ભાંણાહેંબળનાં[13] સાંદરાં[14] મેળે આઇયાં, ,,
વડગાંમીઆં ટીટુડીઆં[15] મેળે આઇયાં, ,,

---

૧ આંજુડી ને વખતુડી એ બે બેનની જોડી હતી ( ખેડાપાની સામા મહી નદીને પેલે પાર ડુંગરપુર તાબાના વડગામામાં ) ૨ છોકરી. ૩ બનેશ્વરનો. ૪ વિચાર ૫ માથા સેંતી કરે, વાળ ઓળે ને સેંતો પાડે ૬ વિચાર. ૭ 'એકલાં જઇશું'. ( કે. હ, ધ્રુવ. ) ૮ વાગડીઆ ભીલ. ૯ ઢેબરીઆ—ઉદેપુર રાજ્યમાં આવેલા જયસમંદ કે ઢેબર સરોવરની આસપાસ વસતા ભીલ ૧૦ ભાગળીઆ ભીલ ચણતર કામમાં હોશિયાર ગણાય છે. ૧૧ કડાણા સંસ્થાનમાં મહીના કાંઠા પર આવેલું ગામ. ૧૨ કાણાં. ૧૩ ભાણાસીમળ—પાણીઆરને લગતું આવેલું સૂંથ તાબાનું ગામ. ૧૪ ચાંદરાં, માથે ચાંદાંવાળાં. ૧૫ ટીટુડીના જેવા પાતળા પગવાળા વડગામના ભીલ

વાવડીનાં[1] ઓલાં[2] તે મેળે આઇયાં, મારી હેલી રે.<br>
પાલાંનાં[3] પાતળજ્યાં[4] મેળે આઇયાં, ,,<br>
ખેડાપાંનાં શેલી[5] મેળે આઇયાં, ,,<br>
હુંતિયાંનાં[6] લંગોટિયાં મેળે આઇયાં, ,,<br>
સતરીનાં[7] સુંગાળજ્યાં[8] મેળે આઇયાં, ,,<br>
સોરાહજ્યાં[9] ડેંગાળજ્યાં[10] મેળે આઇયા, ,,<br>
કાં રે સોરી સાંની સાંની[11] રોવે, ,,<br>
કાં રે એનાં કઇની પાલે જહું, ,,<br>
કાં રે એનાં ખેડાપાની પાલે. ,,



૧ વાગડમાં એક ગામ. ૨ હોલા પક્ષી જેવા કદે નાના ૩ મલવાસી, ટાડા, કુશળગઢ વગેરે તરફના વાંસવાડા ઈલાકાના. ૪ પાતળીઆ, પાતળી કેડ-વાળા. ૫ છેલી, છેલછબીલા, પાઘડીમાં છોગું રાખી ફરનારા (છોગું = પાઘડીનો અંદરનો છેડો જેને શોભાયમાન કરી પાઘડીમાં વચ્ચે ઉંચો—ઉભો રાખે છે તે) ૬ સૂથ પરગણાના. ૭ છત્રીના, સંજેલી તથા બારીઆ પરગણાના. ૮ શૃંગારીઆ, શણગારીઆ, કડે મણકા ને ઘુઘરીની શેરો બાંધીને શરીર શણગારીને ફરનારા. ૯ ચોરાશી પરગણાના, દાહોદઝાલોદના. ૧૦ ડેંગ-ળીઆ, ખાંધે ડાંગ રાખીને ફરનારા. ૧૧ છાની છાની.

## ( ૪૪ )

# વલોણાનું ગીત.

મારા વાડામાં રતન એરડોરે, ગુજરી.
એરંડો વાડી રવાયો[1] કર્યો હેરે, ,,
મારા વાડામાં ફેડી[2] હેરે, ,,
ફેડી વાડી ફુલેડાં કર્યાં હેરે, ,,
ઝીંઝુ[3] વાડી ધુંમેડો[4] કાડયો હેરે, ,,
હેંતરી[5] વાડી માંકેડી[6] કાડી હેરે, ,,
ભૂરી ઝોટીનાં[7] દુદાં[8] કાડયાં હેરે, ,,
દુદાં કાડીને દઇયા[9] મેળ્યાં[10] હેરે, ,,
કડાંણે હો ગોળો મંગાઇયો હેરે, ,,
ભૂરી ઝોટીનાં દઇયાં પૂર્યાં[11] હેરે, ,,
ઉઠો દેવરિયા દઇયાં પૂરોનેરે, ,,
હાહુ વહુ વલોણું ઘૂમે હેરે. ,,
ઘૂમતે ઘૂમતે તો આથડયાંરે, ,,
ગોળો ફૂટયોને દઇયાં વે[12] ચાલ્યાંરે, ,,

---

૧ રવૈયો. ૨ એ જાતનાં ઝાડના લાકડાનાં રવૈયાનાં ફુલડાં બને છે. ૩ ઝેંઝીનું ઝાડ. ૪ રવૈયાની માકડી ઉપર ઘૂમતો ( ગોળ ફરતો ) લાકડાનો કકડો, જે રવૈયાનો વાંસ ગોળીમાં નીચે ઉતરી ન પડે તેને માટે વાંસની સાથે ખીલીથી જડી દેવામાં આવે છે તે. એને લાડવો પણ કહે છે. ૫ સેંતરી નામનું ઝાડ. ૬ રવૈયાની માકડી. ૭ ભેંસ. ૮ દૂધ. ૯ દહીં. ૧૦ મેળવ્યાં. ૧૧ ગોળીમાં ભર્યા. ૧૨ વહી.

## ( ૪૫ )

## પારકી હદમાં માછલાં મારવા ગયા ને ત્યાં તે કારણથી લડાઇ થઈ તે વિષે.

થાંના રાવોત હોના વાંણું વાયાંરે, વણુજાર૬ લે.
થાંના રાવોત રૂપા દાડો ઉજ્યોરે, ,,
થાંનું રાવોત દાતણુ પાંણી કરેરે, ,,
થાંનું રાવોત ટાહુંહીળું જોવેરે, ,,
થાંનું રાવોત ગાવડલી [1]એડાવેરે, ,,
ગાંનુ રાવોત એડી એડી કરેરે, ,,
થાંના રાવોત ગાવડી કેંમની વાળહુરે, ,,
થાંના રાવોત આંબળિયાં માળાંમાંરે, ,,
થાંના રાવોત ઝિંઝુડો[2] મોરાયોરે, ,,
થાંના રાવોત દન બફોરી[3] આયવોરે, ,,
થાંના રાવોત ગાવડી તરહી થઇરે, ,,
થાંનુ રાવોત ફુઇયો [4]ફુઇયો કરેરે, ,,
આવીને આવી મહ્ માતાની ઘેહીંરે, ,,
વેંજી[5] દરો [6]મરેંણુંને આયવોરે, ,,
બિલિઆંરે વડગાંમે સાલ એરીરે[7], ,,

---

૧ 'એડી,' 'એડી' કરતો હાંકે છે. ૨ ઝીઝવો ૩ બપોર પર. ૪ 'પોહ,' 'પોહ' ( ઢોરને પાણી પાવા લઇ જતી વખતે ગોવાળીઆ કરે છે તેમ ) ૫ મહી નદીના એક ધરાનું નામ છે. ૬ મરવા પડયો છે, પાણી ખૂટયાં છે, તેથી તેમાં માછલાં મારી શકાય તેમ છે. ૭ વડગામામાં બીલીની છાલ લેવા જવા વિચાર કર્યો (વડગામા ડુંગરપુર તાબાનું ગામ છે.)

સાલો સોરૂ સાલ લેવા જઇએરે, વણુજારૂ લે.
[1]ઈંગોડીને બિલી[2] કાપી લેહુંરે, ,,
[3]મસકે તે [4]મોતીઆં બંધાવોરે, ,,
મસકે તે મોતીઆં લેવડાવોરે, ,,
આઇવાં ને આઇવાં વેંજી દરા ઘેડરે[5], ,,
મસકે તે મોતીઆં કુટાવોરે, ,,
અરદાં રે કુટે ને અરદાં [6]ઝારેરે, ,,
ફોરી ફોરી માસલી [7]મડાણીરે ,,
કેળા રોતની [8]કુલડી પાણીહારીરે, ,,
પાંણીરે ભરીને પાસી ફરીરે, ,,
ઘેરેરે આવીને સાડી[10] કરીરે, ,,
વેંજી દરો મારી ખેળ કર્યોરે, ,,
ઝેંણી ઝેંણી વેરણુવાર[11] પાડેરે, ,,
[12]સોરેરે દેવાચો જંગી ઢોલરે, ,,
પાડે પાડે[13] માદેળાં[14] ધ્રુમાયાંરે[15] ,,
પાઘડીબાંધ્યો[16] તે ભાઇગોડ[17] ભેળોરે, ,,
ધાડાંની પીપળે ધાડું ભેળુંરે, ,,
[18] ઘુઘરીતે બાકેળા[19] ઓરાવોરે. ,,
હાકરવાટે[20] કોહંબો ગળાવોરે, ,,

---

૧–૨ ઇંગોડી તથા બીલીનાં છોડાથી માછલાને કેફ ચઢે છે. ૩ મસ, ઘણાં. ૪ મોતીઆ, મોટી ગાસડીઓ ૫ ધરાની ધસ ઉપર. ૬ જળમાં નાખીને પાણીમાં ડઓવે. ૭ મરાણી, મરાઈ. ૮ વિશેષનામ છે. ૯ પાણી-આરી. ૧૦ ચાડી. ૧૧ કીકીઆરી, ૧૨ ચોરે. ૧૩ ફળીએ ફળીએ. ૧૪ મર્દલ, ઢોલ. ૧૫ ફેરવાયાં, વગડાયા. ૧૬ પાઘડી બાંધનારા–મરદ. ૧૭ ભાઇઓ. ૧૮ બાજરી બાફીને તેમાં ઘી ગોળ મેળવી સીરા જેવું બનાવે છે તે. ૧૯ વાલ, ચણા, મકાઈ વગેરેને પાણીમાં બાફી તેમાં મીઠું મરચું નાખી જે બનાવે છે તે. ૨૦ સાકર વાટવાના ખલમાં.

ખોબે ખોબે બાકળા અલાવોરે, વણુજારૂ લે.
[1]વેડે વેડે કોહંબો અલાવોરે, ,,
ઉગતા દાડાનું ધાડુ [2]સોટુંરે, ,,
હરીઆંનો વરહે ઝેણો મેધરે[3], ,,
બંદુસ્યાંનો ઉડે ધમ્મારોળોરે, ,,
તરવારાંની વીજળી ઝબુકેરે, ,,
કટારીઆંની છુટે કટાકટીરે, ,,
ઢાલડીઆંની ઢહોળાંને ફરેરે, ,,
માથાંરે પડે ને [4]ધ્રોડાં લડેરે, ,,
લોયાંવાળી નવી નદીઓ સાલીરે. ,,



૧ દડદડ ધાર પડે તેમ. ૨ છુટું. ૩ સળીઆનો-તીરનો ઝીણો વરસાદ વરસે છે. ૬ ધડ.

## ( ૪૬ )
## પરગામમાં મકાઇના ડોડા લેવા જવાથી થયલી લડાઇ વિષે.

હુરીનાં[૧] કોરેંણું[૨] વળેં [૩]દુહીઆ સડાવા;[૪]
ભીયાં કોરેંણાં માંય મેઘડલો ધડુકે;
વરસ્યાને કાંય વરસ્યા, વળેં વરસ્યા ઝેંણા મેઘ;
હુરાડવાળું[૫] લાલુ, બળદાંને ખોડ નાંખે:
શીંડી[૬] વાંહેં ઓળાં, ખૂણામાં ને ઝુંહરાં.
હુરાડવાળું લાલુ ઠેકીને ઓર કાડે;
હુરાડવાળું લાલુ વળે મકી ઓરવા સાલ્યુ.
હુરાડવાળું લાલુ મકીના સાંહીયાં[૭] કરે;
હુરાડવાળું લાલુ વળેં મકી અળવા[૮] સાલ્યું.
હુરાડવાળું લાલુ વળેં વાડ[૯] બધાવે;

---

૧ સૂરીનાં, ઉત્તર દિશાના. ૨ કોરણુ, વાકોરણુ, ચોમાસુ બેસતા પહેલા જે પાંચ સાત વંટોળીઆ થાય છે તે ( એ જો ઉત્તર દિશાના થાય છે તો સારા ગણાય છે ). ૩ દુધીઆ. ૪ ચડાવા, વાદળાં જે ઉપર ચઢતા જણાય છે તે. ૫ સુંથ તાબાનું એક ગામ છે. ૬ છીંડી, ઘરની પાછળ આવેલી સાકડી ગલી. ૭ ચાસીઆં—ચાસ ( મકાઇને ઓર્યા પછી ચોથે દહાડે ખેતરને ફરીથી ખેડી કાઢે છે તેને ચાસીઆ કહે છે. એવુ મનાય છે કે એમ કરવાથી મકાઇનાં મૂળ વધારે સારી રીતે બાઝે છે ) ૮ હળવા, હળથી ખેડી નાખવા. ( મકાઈ મહીના એકની થાય છે એટલે તેને પાછી ખેડી નાખે છે તેને મકાઈ હળવી કહે છે. એમ કરવાથી ખેતર નિંદાઈ જાય છે અને તેથી મકાઇના છોડને જોર મળે છે.) ૯ ઉગેલી મકાઇને ઢોર ખેતરમાં પેસી ખાઇ ન જાય તે સારૂ વાડ બંધાવે છે.

[1]ખરહાંડીનો ખુંટો થુવેરાની વાડ;
તારેં હરાડવાળું લાલુ મકીમાં માળો ઘાલે;
તારેં હરાડવાળું લાલુ વળેં માળે હુવા સાલ્યું;
હરલાવાળું રાવજી વળેં રઈને કેવું બોલે;
સાલો સોરૂ જઈએ, હરાડના ડોડા લેવા;
હરલાવાળું રાવજી, વળેં તાંહુને નીહેર્યું;
હરલાવાળું રાવજી, વળેં વાડને ટેકે બેઠું;
વાડ કાપી પેઠું, વળેં સરીએ[2] ડોડા કાપે;
હરાડવાળું લાલુ માળેહું ઠેકી પડીઉ;
હરાડવાળું લાલુ હરલાનું બાંદ[3] હાયું;
હરલાવાળું કલજી વળેં હૂતેં દોડયુ જાય;
ભોવનહીંગજી[4] રાજા વળેં રઈને કેવું બોલે:
કેંમ રે કલજી આઈયો વળેં હુંનેં પડિયાં કાંમે;
હરાડવાળું લાલુ હરલાનું બાંદ હાયું;
તારેં ભોવનહીંગજી રાજા વળેં ફોજ્યોને હુડાડેં;[5]
તારેં અરદાં લેજ્યો ઘોડાં વળેં અરદાં પોગપાળાં,[6]
તાંહી ફોજ્યો સડી વળેં હંગાવાડે[7] આવી,
હંગાવાડે ઠાકોર ફોજ્યોના આગુ થાજ્યુ;
તાંહી ફોજ્યો સડી વળેં ડુંટાવાડે[8] આવી;
ડુંટાવાડે તાવજ્યાડ[9] ફોજ્યોના આગુ થાજ્યુ;

---

૧ ખરસાણી. ૨ છરીએ. ૩ બંદીવાન, ચોર. ૪ સૂંથના રાજા ભવાનસિંહજી. ૫ તૈયાર કરે. ૬ પગે ચાલનારા (સિપાઈઓ) ૭ સાગાવાડા, સૂંથની નજીકમાં એક ઠકરાતી ગામ છે. ૮ સાંગાવાડા પાસે એક ગામ છે. ૯ એ જાતના ભીલ.

તાંહી ફોજ્યો સડી વળે ઉખરેલીમાં[1] આવી;
ઉખરેલીના ઠાકોર ફોજ્યોના આગુ થાજુ;
તાંહી ફોજ્યો સડી વળે હરમીમાં[2] આવી;
હરમીવાળી નાળમાં વળે ભૂરૂ પાકુ રેંકે,
હરાડવાળું લાલુ ખુંટડાને ટેકે બેહું,
હરાડવાળું લાલુ ઠેકીને બંધૂક ભરે,
હરાડવાળું લાલુ ઠેકીને બંધૂક સોડે,
ટીલાળીહે ઘોડી ટીલાંની ગોળી વાગી,
હાગડે[3] બાંધ્યાં ઘોડસાં વળે તકડાં[4] તાપ્યા બેઠાં,
હરાડવાળું લાલુ વળે અરદી ફોજ ભાગી.



૧ એ પણ એક સૂંથ તાબાનું ઠકરાતી ગામ છે. ૨ સરમી–સૂંથ તાબાનુ એક ઠકરાતી ગામ ૩ સાગડે. ૪ તરકડા, તુરકડા, સિપાઈઓ.

## (૪૭)
## ડામોર ભીલના છોકરાઓએ પાસેના ગામના કળા-ગાઓની છોકરીઓ પર બળાત્કાર કર્યો હશે તે બદલ તેમને મારી નાખવામાં આવ્યા હતા તે વિષે.



કાગદર[1] વીલેક[2] વાજે[3] કોટી પાલે રે, મ્હા રાજા.
ભોરાઇ[4] ભોરાઇ વાજે કોટી પાલે રે, ,,
ભોરાઇમાં ડાંમોરાંવાળુ[5] ઝાઝું[6] રે. ,,
ડાંમોરાંનાં સોરાં વાળું ઝાઝું રે,[7] ,,
ડુંગરપુરને ડુંગરે ઢાહી[8] સારે રે, ,,
કળાગાંને[9] સોરજ્યેં[10]વાળું ઝાઝું રે, ,,
ડુંગરપરને ડુંગરે સાર વાડે રે, ,,
ડાંમોરાંનાં સોરાં સાળે[11] લાગાં રે. ,,
ડાંમોરાંનાં સોરાં કાંગડી[12] રોળે[13] રે, ,,
કળાગાંની સોરજ્યેં રહને બોલે રે, ,,
નખેં કરો ડાંમોરાંનું સોરૂં[14] રે, ,,

---

૧-૨-૩-૪ એ બધાં ડુંગરપુર તાબાનાં ભીલોડી ગામ છે. ૫ ડામોર, એ નામની ભીલની એક જાત છે. ૬ ઝાઝી વસ્તી. ૭ એ ડામોરોને છોકરા ઘણા હતા. ૮ ગાય. ૯ કાગદરના કળાગાઓને. ૧૦ છોકરીઓ. ૧૧ ચાળે લાગ્યા, ચાળા-મશ્કરી કરવા લાગ્યા. ૧૨ કાંકરી. ૧૩ નાખે. ૧૪ છોકરાઓ.

આપડે રે કુકડા[1]ઉડણુ ગાંમાં રે, મા રાજા.
કળાગાંની સોરજ્યે ઘેંહી[2] લીધી રે, ,,
કળાગાંની સોરજ્યેં વા઼ર[3] પાડે રે, ,,
કળાગાંનાં સોરાં દોડતાં આવે રે, ,,
ડાંમોરાંનાં સોરાં મારી લીધાં રે, ,,



૧ કુકડા ઉડીને જાય તેટલે અંતરે આવેલાં, નજીક. ૨ ઘસડીને.
૩ બૂમ

## (૪૮)

## જુનો વેરો ઉઘરાવવા જતાં ગળીઆકોટના થાણદારનાં થયલાં ખૂન વિષે.

---

વાહવાળામાં રાજા નાંનેમ પડી, કાળા ગામેતી.
ડુંગરપરનું ધાંમતુ[1] કાહીદ[2] આવે, ,,
ડુંગરપોરનું ગળજ્યાકોટમાં[3] થાંણું, ,,
થાંણામાં તે કુંણ ગામેતી વાજે, ,,
થાંણામાં તો નાથજી ઠાકોર વાજે, ,,
નાથજીભાઇને ખોળે કાગદ નાંખ્યું, ,,
કાં નાથજીભાઇ વાંસી[4] હે ને જોવે, ,,
ઓડાં લેંબડવાડાં વાજી રજ્યાં, ,,
કાગદરને વીલેકાં વાજી રજ્યાં, ,,
બોરાઇ ઘટાબડી વાજી રજ્યું, ,,
ઇણીરે પાલાંમાં જુનો[5] વેરો, ,,
નાથજી ઠાકોર ઘોડીલો હણુગારે, ,,
નાથજી ઠાકોર સડી અશવાર થીયો, ,,
નાથજી ઠાકોર દોડતું ધાંમતું આવે, ,,
આઇયું આઇયું થાંના રોતને સોરે,[6] ,,
કાં થાંનાભાઇ ઘેરે હે કે નથી, ,,
કાં નાથજીભાઇ ઘેરે હુંરે ઘેરે, ,,

---

૧ ધાવતો, દોડતો. ૨ કાસદ ૩ ગરીઆકોટ એ ડુંગરપુર તાબાનું છે ને અહીં વહોરા લોકોનું મોટું જાત્રાનું ધામ છે. ૪ વાંચે છે. ૫ આપવાનો બાકી. ૬ થાના રાવોતને ચોરે.

થાંનો રાવોત રાંમરાંમીને કરે, કાળા ગામેતી.
નાથજી ઠાકોર ખાંડે[1] રાંમરાંમ ઝેલે, ,,
નાથજી ઠાકોર રઈને કેવું બોલે, ,,
કાં થાંનાભાઇ લાવો જુનો વેરો, ,,
થાંનો રાવોત રઈને કેવું બોલે, ,,
કાં નાથજીભાઇ કેવી રીતનો વેરો, ,,
બમણો[2] રે વેરો ને તમણું[3] કૂંતુ,[4] ,,
થાંનો રાવોત રઈને કેવું બોલે, ,,
કાગદરજ્યા આલહીં તો અમે આલહું, ,,
બોરાજ્યા આલહીં તો અમે આલહું, ,,
કાં નાથજીભાઇ બંદૂક જોવા આલો, ,,
હમી[5] રે કરતામાં બંદૂક સૂટી,[6] ,,
નાથજી ઠાકોર મારીયેને લીધું.[7] ,,



૧ તરવારે. ૨-૩ વેળાસર આપેલો નહિ માટે બમણો વેરો ને ત્રમણું કૂંતું ૪ કળતર, અનાજનો હિસ્સો. ૫ સામી. ૬ છૂટી. ૭ નાથજી ઠાકોરને મારી નાખ્યા.

(૪૯)

# ઓડાં લીમડવાડાના લુટારૂ ભીલને પીઠના ઠાકોરે પકડી તેને મારી નાંખ્યો તે વિષે.

[1]ભાગુંરે થુંતુ [2]હરજ્યું હે, ગાંમેતી રાડ માંડીરે.[3]
ઓડાંરે લેંબડવાડાં હે, ,,
ઓડાંમાં કુંણુ વાજે હે, ,,
થાંનો[4] જીવણુ વાજે હે, ,,
પીઠાં[5] ને ધંબોળાં[6] હે, ,,
દલ [7]સુવણુની મેડી હે, ,,
મેડજ્યીં ખાતર [8]એર્યું હે, ,,
તાંહીને નીહર્યા હે, ,,
નીહરાંણી[9] મંગાવે હે, ,,
સોર તો સડી ગીયા હે, ,,
દનડો ઉગી ગીયો હે, ,,
દાડે તે વાહો રેજ્યાં હે[10], ,,
વળતી રાતર પડી હે, ,,
પટારાં ઉતાર્યા હે, ,,

---

૧ ભાગું વૂઠું. ૨ સજીઉં, તીર ૩ પટેલે પોતાના રાજ્યમા ચોરી કરી લડાઈ માંડી. ૪ થાનો ને જીવણ એ બે ભાઇઓ લીમડવાડાના હતા. ૫-૬ એ બે ડુંગરપુર તાબાનાં ગામ છે. ૭ દલજી ચોહાણની. ૮ મેડીમાં ખાતર પાડવાની તજવીજ કરી. ૯ નીસરણી. ૧૦ દહાડો ઉગી જવાથી તે દિવસે તો મેડી ઉપરજ વાસો રહ્યા.

તાંહુને નીહેર્યા હે, ગાંમેતી રાડ માંડીરે.
[1]માળ ને ખુંટવાડાં[2] હે, ,,
ઈયાં દાબો માર્યો હે, ,,
પીઠરે વાળું રાજા હે, ,,
વાંહે જાંણું પડી હે[3], ,,
દોડતે ઘોડે આવે હે, ,,
સોર તો ઘેરી લીધા હે, ,,
સોર તો મારી લીધા હે, ,,
માથાં કાપી લીધાં હે, ,,
ડુગરપોર મોકલાવે હે, ,,
સેંઅડે માથાં ટાંગે હે, ,,
બંદૂકેં ભરાવે હે, ,,
[4]ટાશીરા ઉડાડે હે ,,



૧-૨ એ પીઠ તાબાનાં ગામ છે. ૩ પાછળથી ચોરી થયાની જાણ પીઠના ઠાકોરને થઇ. ૪ નિશાન.

## (૫૦)
## વાણીઆની પોઠના વળાવા સવજીનું બીજા ભીલોએ ખૂન કર્યું તેનું વેર તેના ભાઇ હરજીએ વાળ્યું તે વિષે.

---

હવજી સવજી ભાઇરે રાજ, સવજી પરમારે રોળુ[1] માડિયુંરે.
બે ભાજ્યાંની જોડી રાજ, ,,
વાંણીલાના પોઠી રાજ, ,,
વળાવી [2]વંદાવે રાજ, ,,
દહે રૂપીયા રોકડા રાજ, ,,
પરભાતીનો પોરો[3] રાજ, ,,
કેડે કમ્મર ભીડે રાજ, ,,
લુવારી બંદુક્યો રાજ, ,,
રેંગણિયો હે તરખો રાજ, ,,
હાયો કે હબાયો રાજ, ,,
આકો પોઠી આકો રાજ, ,,
કીયેરે મારેગે રાજ, ,,
પીઠાંને મારેગે રાજ, ,,
મોરે હે વળતી રાજ, ,,
ભોરાઇ કોટી પાલે રાજ, ,,
માંડવ જ્યાં ભીલેડાં રાજ, ,,
હેરા માથે હેરૂં[4] રાજ, ,,

---

૧ તોફાન. ૨ બંધાવે, રખાવે. ૩ પ્રભાતનો પહોર. ૪ હેરા પર હેરૂં, તપાસ પર તપાસ.

નેડો[1] આઇયો માલે[2] રાજ, સવજી પરમારે રોળુ માંડિયુંરે.
આંતરીવાળી નાળે રાજ, ,,
ઉઠયા ભીલોડ ઉઠયા રાજ, ,,
પણુસેં હરિયું લીધું રાજ, ,,
દાંતાંમાં [3]તરગારેં રાજ, ,,
પાટમાં ગોળી વાગી રાજ, ,,
સવજી મરાઇ ગિયું રાજ, ,,
ગાંમમાં બૂમાબૂમે રાજ, ,,
હવજી દોડયું જાયરે રાજ, ,,
ડુંગરપોર જઈ લાજ્યું રાજ, ,,
પોળેં જાઇને ઉભો રાજ, ,,
પોળેં તો ઉગાડું રાજ, ,,
રાયરાંગેંણેં[4] ગીયો રાજ, ,,
લળી મજરો કરે રાજ, ,,
પડતો મજરો ઝેલેં રાજ, ,,
કિંમરે આઇયો હવજી રાજ, ,,
હવજી રઇને બોલે રાજ, ,,
ડુંગરપોર અંદારૂં[5] રાજ, ,,
સવજી મારી લીધો રાજ, ,,
કીણે માર્યો સવજી રાજ, ,,
માંડવજ્યાં ભીલેડાં રાજ, ,,
વાંણીલાની વેળાવી રાજ, ,,
વેળાવી જાતાં માર્યો રાજ, ,,

---

૧ નેડે, પાસે. ૨ માલ. ૩ દાંત વચ્ચે તરવાર રાખી. ૪ રાજ આંગણે, દરબારમાં. ૫ અંધારૂં, અંધેર.

બાવસી રઇને બોલ્યા રાજ, સવજી પરમારે રોળુ માંડિયુરે.
ચારસો[1] ઘોડા બીડો રાજ, ,,
ભીલ તો પકડી લાવો રાજ, ,,
ભીલડાં પકડી આંણ્યાં રાજ, ,,
ભીલડાં કેદમાં નાંસ્યાં રાજ. ,,

---

૧ ચાર છ.

## (૫૧)

## વરેઠ ગામની બૈરી ઢણુકુ ગામવાળા લઇ ગયલા તે સંબંધી થયલી લડાઇ વિષે.

---

રાંડેલી બજ્યરનો[1] રાડો[2] લાજ્યોરે, દોલેશીંગ વાંકુંરે રશીયા.
[3]વરેઠવાળો ગુમાંન રઈને બોલે રે, ,,
આપડેને ઢણુકુને[3] વાંકુંરે,[4] ,,
આપડી બજ્યરને કુંણુ રાખેરે, ,,
ડેક્રરવાળા[5] ભુલાને બોલાવોરે, ,,
હરજી ઢોલીને આરૂ[6] તેડોરે, ,,
અરોરે તેડીને પરૂ કાડોરે,[7] ,,
હેરો હેરો ઢણુકુની ધનેંરે,[8] ,,
ગણિયાળે[9] સડીને એરૂ[10] ઘાલેરે, ,,
તળાવે પીયેને પાળે બીહેરે,[11] ,,
રોટા કરતે રોટાવાળી એરીરે,[12] ,,
દરો[13] ખાતે ગદેડાંને એર્યારે, ,,
એરીરે કરીને પાસો ફર્યોરે, ,,
કાંરે ઢોલા હાસી હે કે જૂઠીરે, ,,
બાવસી મારા હાસી હે હાસીરે, ,,
પાડે પાડે માદળિયાં ધુમાવોરે, ,,

---

૧ બૈયર. ૨ કજીઓ. ૩ વાંસવાડા તાબાનું એક ગામ. ૪ અણુબનાવ. ૫ વાંસવાડા તાબાનું એક ગામ. ૬ પાસે. ૭ અહીં બોલાવીને તેને ભાળ લાવવાને માટે મોકલો. ૮ ધન, ઢોર. ૯ ગણીઆરૂં એ એક જાતનું જંગલી ઝાડ છે. ૧૦ તપાસ કરે છે, ધારીને જોય છે. ૧૧ બેસે. ૧૨ જોઈ. ૧૩ ઘાસ.

સોરેરે દેવાડો જંગી ઢોલેરે, દોલેશીંગ વાંકુંરે રશીયા.
કાંમઠી બાંધ્યો તે બાજ્યોડ ભેળોરે, ,,
ધુઘરી તે બાકળા ઓરાવેરે, ,,
હાકરવટે[1] કોહંબા ગળાવેરે, ,,
ગુમાંનભાઇ તો સોરે જઇ વરાજ્યુંરે,[2] ,,
કાંરે સોરો વાગડમાંને જાવુંરે, ,,
વેડેવેડે કોહંબા અલાડોરે, ,,
ખોબેખોબે બાકળા અલાડોરે, ,,
એંમરે કરીને ધાડું ઉઠયુંરે, ,,
ઉગતા દાડાનું ધાડુ સોઢુરે, ,,
ઢણુકુની ધન તો મોંરેં કરીરે, ,,
ફેરી ફેરી વેરણુવાર પાડેરે, ,,
વરેઠવાળો ગુમાંન રહીને બોલેરે, ,,
અમારી બજયર તો તમને જુગેરે,[3] ,,
હરિયાંવાળો વરહે ઝેંણો મેધરે, ,,
તરવારાંની વીજળી ઝબુકેરે, ,,
માથાંરે પડે ને ધોડાં લડેરે, ,,
લોયાંવાળી નવી નદિયો પડેરે, ,,
ઢણુકુની ધન તો લેઇને ગિયારે, ,,



---

૧ દરો, ધાસ. ૨ સાકર વાટવાના ખલમાં ૩ વિરાજ્યા, બેઠા ૪ જોઇએ.

## ( પર )

# મહુડા બાબત થયલી લડાઈ વિષે.

---

હરલું[1] ને [2]હેંમળજ્યું, ધીરાબાઇરે.
હેંમળજ્યે કુંણુ વાજે, ,,
પુનો રાવજી વાજે, ,,
પુનો રઇને બોલે, ,,
હાંભળો રાવજી વાતેં, ,,
[3]ઝેરવાળા મહુડા, ,,
મહુડા જોવા જાવું, ,,
બાપીકા હીં મહુડા, ,,
મહુડા જોવા જજ્યે, ,,
નાંહુને નીંહેયું, ,,
માઠા હકન બોલે, ,,
પુનો રઇને બોલે, ,,
જાવુને ફેર જાવું, ,,
કિયા કિયા મહુડા, ,,
[4]કડગોટ [5]કાકરિયો, ,,
રખવાળી બોલાવો, ,,
રખવાળ દોડતાં આવે, ,,
પુનો રઇને બોલે, ,,

---

૧-૨. સરલા અને સીમળીઉ એ બે સૂંથ રાજ્યમાં પાસે પાસે આવેલાં ( બેડાપાની નજીકમાં ) ગામ છે. ૩ ઝેર ગામના. ૪-૫ એ મહુડાનાં નામ હોય એમ જણાય છે.

મારો [1]વેરજ્યુ મારો, ધીરાભાઇરે.
રખવાળી ઉરાઇયા, ,,
વેરણુવ઼ાર પાડી, ,,
ડુંગોર બટકવાડું, ,,
ડુંગોરમાં કુંણુવાજે, ,,
નારજી ધીરજી વાજે, ,,
દોડતાં ધાંમતાં આવે, ,,
રાવજી મારી પાડયું, ,,
પુનો મારી પાડયો, ,,
જગજી મારી પાડયું, ,,



1 વેરીઓ (ડુંગરવાળાના રખેવાળ). મહુડા અસલ સરલા સીમળીઆના સોકાની માલકીના હોવા છતાં ડુંગરવાળા તેનો ભોગવટો કરતા હોય એમ જણાય છે.

## (૫૩)

# જુદાં જુદાં પરગણાંના ભીલ વિષે.

વાગડની ધરતીમાં ભીલડો ઘણોરે;
[1]રાંડીજાયો માંડીજાયો ભીલડો ઘણોરે;
ઢાલડિયોના ઉંશીલાલ[2] ઢાલડિયો ઓરીરે;
મારે [3]શાળે ભીલડે મસાકો લીધોરે;
શાંમાશાંમી ભીલડે મસાકો લીધોરે;
માળવાની ધરતીમાં ભીલડો ઘણોરે;
આપડીએ ધરતીમાં ઉંસીલા ઘણારે;
તરવારોના ઉંસીલાલ તરવારો ઓરીરે;
મારે શાળે ભીલડે મસાકો લીધોરે;
શાંમાશાંમી ભીલડે મસાકો લીધોરે;
વાગડીએ ભીલડે મસાકો લીધોરે;
બારીયાની ધરતીમાં ભીલડો ઘણોરે;
બંદૂકોના ઉંસીલાલ બંદૂકો ઓરીરે;
મારે શાળે ભીલડે મસાકો લીધોરે;
શાંમા શાંમી ભીલડે મસાકો લીધોરે.

---

૧ ભીલોમાં નાતરાં છૂટથી થાય છે અને રાંડેલી બૈરીનાં છોકરા રીતસર પરણેલી બૈરીનાં છોકરાં જેવાંજ ગણાય છે. ૨ હોંસીલા. ૩ મારા સાળા ભીલોએ મસ માલ લીધો.

## (૫૪)

# વાગડની ચોથ લેવા ખેડાપેથી ધાડું ગયલું તે વિષે.

(આદમી ગાય છે અને દરેક ટુંક બેબે વાર બોલે છે).

ઓળજ્યાંરે[1] [2]આંબળજ્યાંવાળો [3]દનરે. મારાજા હેલી.
હરજીભાઇને ગંગજીવાળી [4]જોડરે, ,,
ગંગજીભાઈ [5]વળેં રઇ ને[6] કેવું બોલે, ,,
વાગડમાં[7] બાપીકી હે [8]સોથે, ,,
મોતી [9]ઢોલીને [10]આરૂ તેડો, ,,
આરૂ તેડીને [11]હેરૂ કાડો, ,,
પાડે[12] પાડે માદળ[13] ધ્રુમાવો[14], ,,
[15]સોરેને દેવાડો જંગી ઢોલે, ,,
કાંમઠીબાંધ્યો[16] તે [17]ભાજ્યોડ તેડો, ,,
એકેરે જોડીના[18] મોટિયાર હાલો, ,,

---

૧ હોળી. ૨ આમળીઆ અગિઆરસ. ૩ દિન, દહાડો ૪ હરજી અને ગંગજી એ બે જણુની જોડી હતી. ૫ વળી, પછી. ૬ રહીને. ૭ ડુંગરપુર વાંસવાડા તાબાનો મુલક. ૮ ચોથ. ૯ ખબર લાવનાર લઈ જનાર (ભીલ લોકો ગામના ઢોલી પાસે આગલા વખતમાં આ કામ પણ કરાવતા હતા). ૧૦ આરૂ-પાસે (સં. आरात्-કે. હ. ધ્રુવ) ૧૧ ભાળ. ૧૨ ફળીએ ફળીએ. ૧૩ સં. मर्दल (કે હ. ધ્રુવ); ઢોલ. ૧૪ ફેરવો, વગડાવો. ૧૫ ચોરે, ગામચોરે. ૧૬ (જે) કામઠીબાંધ્યો (છે) તે, જે કામઠી બાંધી જાણે છે તે. ૧૭ ભાઇઓ. ૧૮ એક જોડીના મોટિઆર, સરખેસરખા જુવાનીઆ

ઘુઘરી[1] તે બાકળા[2] ઓસવો, મારાજા હેલી.
વેડેવેડે[3] કાહંબો[4] અલાડો, ,,
ધુંબી[5] ધુંબી બાકળા અલાડો ,,
ગંગજી વાલા રહીને કેવું બોલે, ,,
જોડી જોડીના મોટિયાર આવો, ,,
મરવું હોય તો આવજ્જુ[6] મારે વાંહે, ,,
[7]ધડ દઇને ધાડું[8] ને ખીસ્યું[9], ,,
ડાબી[10] કરોળે[11] તો કાળી કાગ, ,,
જમણી બોલે તો રૂપારેલ[12], ,,
હરજી રાવોત રઈને કેવું બોલે, ,,
કુંવારી બોરોનાં[13] ભેંટાં[14] વાડો, ,,
વાટાં માથે હકનિયાં દબાવો[15], ,,

---

૧ જુઓ ગીત ૪૫ મુ, લીટી ૩૨ મી. ( સુરત જીલ્લાના દુબળા વગેરે અનાર્ય લોકો પણ ઘુઘરી શબ્દ આવાજ અર્થમાં વાપરે છે. જુવારને બાફીને તેમાં ઘીગોળ ભેળી પુત્રપ્રસવ, સૈયડકાકાની પૂજા વગેરે પ્રસગે જે વહેંચવામાં આવે છે તેને ઘુઘરી કહે છે ) ૨ વાલ, ચણા કે મકાઇને પાણીમા બાફીને તેમા મીઠું મરચું નાખી જે બનાવે છે તે. ૩ વેડ વેડે–દડદડ ધાર પડે તેમ cf Vulgar વેડવું, ord. રેડવું ( કે. હ. ધ્રુવ ) ૪ કસુંબો. ૫ ધોબે ધોબે, ખોબે ખોબે. ૬ મારે વાસે–મારી પાછળ આવજો. ૭ એકદમ. ૮ ધાડપાડુઓ. ૯ ખસ્યા, ધસ્યા. ૧૦ ડાબી બાજુએ. ૧૧ અપશુકનીઉં બોલે છે. ૧૨ રૂપા જેવું, રૂપાળું. ( ભીલ લોકો ધાડ પાડવા જાય છે ત્યારે શુકન જોય છે તે વખતે ડાબી બાજુએ કાળી કાગડી કરોળતી સંભળાય છે તો અપશુકન થયલા સમજે છે, પણ જો તે જમણી બાજુએ બોલતી સંભળાય છે તો સારા શુકન થયા એમ માને છે ). ૧૩ બોરડીનાં. ૧૪ ઝરડાં. ૧૫ વાટમાં થતા અપશુકન એ ભેંટાંને જમીન પર આડાં મૂકી પત્થર વતી દબાવી દૂર કરો.

ટામટિયામાં[1] ઢોલકુંડાનો[2] ભડકો[3], મારાજા હેલી.
બારેરે[4] ઢોલને તેરે[5] કુંડાં, ,,
સાલો સોરે ડાંડિયા રમતા જાજ્યે[6], ,,
ટામટેના[7] ડાંડિયા કપાવો, ,,
તરવારે કરીને ડાંડિયા કાપો, ,,
ગંગજી વાલોત ફરી ફરી રમે, ,,
હરજીભાઈ વળે સૂટી [8]સાળે રમે, ,,
આઇયો આઇયો ધાંટીઆંનો[9] ફેરો, ,,
ધાંટાવાળું ટેંડુ હીરે[10] પડીઉં, ,,
કાં પટલીઆ કાંના હે રે બાલડા, ,,
બાવસી[11] મારા ગામના હે મોટિયારા, ,,
હરજીભાઇ વળે રઇને કેવું બોલે, ,,
રખે[12] કરે ટેંટા માર્યું જાયરે, ,,
ગંગજીભાઇ વળે પણુસે હરીડું[13] રમે, ,,
એમ કરતાંમાં ટ્ટે બંદુક ઝોખી[14], ,,
હરજીભાઇને પાટમાં[15] ગોળી વાગી, ,,
ગંગજીભાઇએ ટેંટો મારી લીધો, ,,
હરજીભાઇનો પાટ ભાગી ગીયો, ,,
સાલો સોરો ઝોળીઓ[16] બંધાવો. ,,

---

૧ એ નામનું ડુંગરપુર તાબાનું એક ગામ છે ત્યા. ૨ કુંડું=એક જાતનું વાજું (કે. હ. ધ્રુવ) ૩ કાનફોડ અવાજ. ૪ બાર. ૫ તેર ૬ ચાલો છોકરાઓ, દાડીઆ રમતા જઇએ ૭ ટામટીઆના, પારિજાતિકના ૮ છૂટી ચાલે. ૯ એ નામનું વાગડમાં ગામ છે ૧૦ પાછળ. ૧૧ બાપુશ્રી, બાપજી. ૧૨ રખે તું કાંઇ કરે, નહિ તો તુ માર્યો જઈશ ૧૩ પણછ પર સળીઓ (તીર) મૂકીને રમે છે. ૧૪ ઉંચકી. ૧૫ પાદમાં, પગમા. ૧૬ ઝોળી, ઝોળા (હરજીભાઇને લઈ જવાને).

## (૫૫)
## છપ્પનીઆ દુકાળ વખતે સૂંથમાં વાગડની ધાડ આવી હતી તે વિષે.

( મરદો ગાય છે )

સપ્પન[1] પડિયો કાળરે, ધનાવાળું[2] હાલુભાઇ.
નજ્યે[3] નીર તૂટાં રે, ,,
મગર[4] સારો[5] ખૂટો રે, ,,
તાજુ રઇને બોલ્યો રે, ,,
હાંભળ કાકા વાતેં રે, ,,
મરવા દાડો આઇયો રે, ,,
હાંભળો સોરાં[6] વાતેં રે, ,,
ઢંડુ[7] પડિયો કાળ રે, ,,
પરજ્યા ડોલવા લાગી રે, ,,
મરવા રખેં બીયો રે, ,,
વાગડનાં હે લોકો રે, ,,
અમણેં ધાડેં સલવી[8] રે, ,,
હુંતીઆં ભેળવા લાગાં રે,[9] ,,
જોરાવરહીંગજી રાજા રે, ,,
નાનેરૂ હે બાળરે, ,,
રાજકોટમાં ભણે રે, ,,

---

૧ સંવત્ ૧૯૫૬ માં. ૨ ધનાનો છોકરો સાલુભાઈ. ૩ નદીએ. ૪ ડુંગરમાં. ૫ ચારો. ૬ છોકરાં. ૭ જબરો (જે દુકાળમાં ચારાની તંગીને લીધે ઢાંડાં-ઢોર ઘણાં મરી જાય છે તેને ઢંડુ કાળ કહે છે). ૮ ચલવી-ચલાવી. ૯ સૂંથ પરગણામાં દાખલ થઇ લૂટ પાડવા લાગ્યા.

[1]કીરપારાંમ દીવાંની રે, ધનાવાળું હાલુભાઇ.
હાલો રઇને બોલે રે, „
બાટલીદાર[2] કરો રે, „
હાંભળ બાટલી[3] વાતેં રે, „
તને પસા રુપિયા આલું રે, „
ખિડાપુ[4] ખિડાપુ રે, „
સરહદ માંથે ગાંમાં રે, „
ગાંમાં ભાગવા લાગાં રે, „
હાંભળો ભાજ્યું વાતેં રે, „
બાટલીદાર આઇયો રે, „
વાંહવાળાનો[5] તાબો રે, „
તાંહી ધાડ આવે રે, „
× × × × ×
હાંભળો તકડેં[6] વાતેં રે, „
રાજા હે નાંનમમેં રે, „
ગાંમાં ભાજી નાંસ્યાં રે, „
બાવસીનું નાંમ રાખવું રે, „
તકડેં રઇને બોલે રે, „
અમે નીં આઇયે રે, „

---

૧ રા રા. કિરપાશંકર ભગવાનજી વ્યાસ, જેઓ તે વખતે સૂંથ સ્ટેટના ઍડમિનિસ્ટ્રેટર હતા. ૨ બાતમીદાર. ૩ બાતમીદાર. ૪ સૂંથ પરગણાના છેક ઉત્તર સિમાડા પર આવેલું ગામ. ૫ વાંસવાડાનો. ૬ ( પ્રતાપગઢ થાણાના ) સિપાઈઓ. ( ધાડ આવતી સાંભળીને ખેડાપુના સાહુ પટેલ અને બીજા આગેવાન લોકો ત્યાંના ( પ્રતાપગઢના ) થાણાના ફોજદાર વગેરેને કહેવા ગયા ).

હાંભળો ભાજ્યું વાતેં રે, ધનાવાળું હાલુભાઈ.
મરવા રખેં બીયો રે, ,,
રમવાના ઉંશીલા[1] રે, ,,
મરવાના ઉંશીલા રે, ,,
હેંમળજ્યું[2] હેંમળજ્યું રે, ,,
મોંઘલો પારગી વાજે[3] રે, ,,
તેનું ઘેર લૂટયું રે, ,,
ધારજીવાળો રાંમજી રે, ,,
મોતીંવાળો ધીરો રે, ,,
મદદ ભલી કરવી રે, ,,
મરૂંડીઆની[4] ઘાંટી રે, ,,
તાંરે જઇને બીઠા રે, ,,
હાલો રઈને બોલ્યો રે, ,,
અઉ કાંઇ જાહો રે,[5] ,,
બંદુસ્યોને સૂટી રે, ,,
પાંસ કેદી હાયા રે, ,,
અરદીને હે સુરીયેં રે,[6] ,,
અરદાને હે સોરા રે,[7] ,,
વાગડ ડણુકો[8] થિયો રે, ,,
ધાડ તો મારી નાંશી રે, ,,

---

૧ હોંસીલા. ૨ ખેડાપાની નજીકમાં આવેલુ સીમળીઉં ગામ. ૩ કહે-વાય છે, प्रा. वज्जर ( કે. હ. ધ્રુવ). ૪ ખેડાપાની નજીકમાં આવેલી એક ઘાટી. ૫ સાહુ ધાડપાડુઓને પાછા વળતા રોકીને કહે છે કે હવે તમે ક્યાં જશો ? ૬–૭ પાંચ કેદી પકડાયા તેમાં અર્ધી છોકરીઓ હતી અને અર્ધા છોકરાઓ હતા. ૮ ડંકો, ખબર.

**થરથર વાગડ કાંપે રે,**    **ધન્નાવાળું હાલુભાઇ.**
હુંતીઆં[1] રાખી લીધાં રે, ,,
ફીરપારાંમજી વાડી[2] રે, ,,
ઝેલો[3] બાવસી કેદી રે, ,,
જોરાવરહીંગજી રાજા રે, ,,
ભણીને પ્રાસા આવહે રે, ,,
અમે લળીને મજરે કરહું રે,[4] ,,
ભલે રાજા હે તો ડુંગરા રે, ,,
ડુંગરેનો હે સાંચલો રે, ,,
આ પરસ્યાંના[5] હે રાજા રે, ,,
અમોને તારી લેજો રે, ,,
અમે નોકર વાજી[6] રહ્યા રે. ,,

---

૧ સૂંથના લોકો. ૨ સૂંથના દિવાન રહે છે તે બગીચાવાળો બંગલો.
૩ ઝીલો, લો. ૪ અમે નીચા નમીને સલામ ભરીશું. ૫ પ્રજા. ૬ કહેવાઇએ.

## (૫૬)

# ઉદેપુરની રાણી લૂટયાનું ગીત.

પડજયો[1] ઢંડુ કાળે રાજ, કેહરહેંગ[2] સુઆંણે.
ઓડાં[3] લેંબડવાડાં[4] રાજ, ,,
કુંણુ ગાંમેતી વાજે રાજ, ,,
લાલુ રઈને બોલે રાજ, ,,
એક મનસુબો કરો રાજ, ,,
મગરે સારો ખુટો રાજ, ,,
નજયેં નીરાં તૂટાં રાજ, ,,
ગાવડી મરવા લાગી રાજ, ,,
કોઠે[5] ખૂટું ધાંને રાજ, ,,
આંનવી મરવા લાજ્યાં રાજ, ,,
ઉદેપર[6] ઉદેપર રાજ, ,,
ઉદેપરની રાંણી રાજ, ,,
રાંણી તીરથ જાયરે રાજ, ,,
લાલુડાની ટોળી રાજ, ,,
વાગડમાં ઉતરી રાજ, ,,
આંતરી[7]વાળી નાળે રાજ, ,,
દીયાં દાબો[8] માર્યો રાજ, ,,
ભોઇટાં[9] આવી લાગાં રાજ, ,,

---

૧ પડયો. ૨ કેસરીસિંગ ચોહાણ. ૩-૪ એ નામનાં ડુંગરપુર તાબાનાં ભીલોડી ગામ છે. ૫ કોઠીએ, કોઠારમાં. ૬ કયું ઉદેપુર તે સમજાતું નથી. ૭ ડુંગરપુર પાસે ૭ ગાઉ લાંબી એ નામની નાળ છે. ૮ દબાઇને, છુપાઇને બેઠા. ૯ પાલખી ઉચકનારા ભોઈ.

રાંણી આવી લાગી રાજ, કેહરહેંગ સુઆંણે.
કરીરે કલકી[1] ને રાજ, ,,
મરવા રખેં બીયો રાજ, ,,
રાંણી લૂટી લીધી રાજ, ,,
હુંનાની હેં થાળેં રાજ, ,,
રૂપાના પિંયાલા રાજ, ,,
સોર તો ફરી ગીયા રાજ.[2] ,,



૧ કીકીઆરી. ૨ ચોર તો પાછા ગયા ( લૂટ કરીને. )

(૫૭)

## સૂંથ રાજ્યમાં મંગળીઆ ભીલને લૂટફાટ કરવા બદલ ફાંસી દેવામાં આવેલી તે વિષે.

ઝાંઝરવામાં[1] ફૂંણુ પાલવી[2] વાજે, ભુરિયા ફરંગી સાલણી[3] સલાવી દું.
ઝાંઝરવામાં મંગળજ્યો કટારો, „
મંગળીઆને ફરંગી[4] બોલાવે, „
મંગળીઉ તો દોડતું ધાંમતું આવે, „
મંગળજ્યુ તો જોડે આથે [5]ઉભુ, „
ઝલાઇવાળા[6] મેડા કીંણે બાળ્યા, „
ઝલાઇવાળા મેડા [7]હાંડે બાળ્યા, „
કલાળેંણુના[8] પોગ કીંણે વાળ્યા, „
કલાળેંણુના પોગ હાંડે વાળ્યા, „
કલાળેંણુનાં કડલાં કીંણે કાડ્યાં, „
કલાળેંણુનાં કડલાં હાંડે કાડ્યાં, „
મંગળીઆને ફાંશીનો ઓકમે, „
મંગળીઆનાં સોરાંબૈરાં તેડો, „
મંગળીઆના કાકા[9]બાબા તેડો, „
મંગળીઆને ફાંશીએ સડાવ્યો, „

---

૧ એ સૂંથ તાબાનું ગામ છે. ૨ પાલનો પટેલ, ગામેતી. ૩ સાલણી સલાવી, તપાસ ચલાવી, હુકમી ચલાવી (કે. હ ધ્રુવ). ૪ પોલિટિકલ એજંટ સાહેબ. ૫ ઉભું. ૬ ? ૭ આ સાઢે એટલે મેં બાળ્યા એમ મંગળીઓ ઉદ્ધતાઇથી જવાબ દે છે. ૮ કલાલની સ્ત્રીના. ૯ બાપના મોટાભાઇ.

## ( ૫૮ )

## છપ્પનીઆમાં ખેડાપાની ધાડ વાગડમાં ગયલી અને ત્યાં ખેડાપાની ફુલડી મરાયલી તે વિષે.

ખેડાપું ખેડાપું, કાકા [1]તર લાગી.
કુંણુ ગાંમેતી વાજે, ,,
લાલજીવાળો રંગજી, ,,
લાલજીવાળો કલજી, ,,
સો [2]ભાજ્યાંની જોડી, ,,
લાલજીનીં હે સોરી, ,,
ફુલડી રઈને બોલે, ,,
હાતમો ભાઈ તો ઉંહું[3], ,,
પડજ્યો સપનો કાળેં, ,,
આપડે [4]એરૂં આવજ્યુ, ,,
કણુ ગાંમનું એરૂં, ,,
ડોકેર[5] માથે એરૂં, ,,
ટોળી તો [6]હબાંણી, ,,
તાંહુંને નીહેર્યું, ,,
ડોકેર માથે ગીયાં, ,,
ઘેર તો લૂટી લીધુ, ,,
વેરણવાર[7] પડે, ,,
ફુલડી મારી લીધી, ,,
આંયહું[8] ધાડુ [9]ભાજ્યું, ,,
સાલો જાતા રીજ્યે. ,,

---

૧ તરસ. ૨ છ ભાઇઓની. ૩ હું છું. ૪ ભાળ, ખબર. ૫ એ વાસવાડા તાબાનું ગામ છે. ૬ તૈયાર થઈ. ૭ આકળી બૂમ. ૮ અહીંથી, ફુલડી મરાઈ એટલે. ૯ ધાડપાડુઓ ભાગવા લાગ્યા.

(૫૯)

## દલા ભીલ વિષે.

દલું ગંદવા કોટી પાલે રે, દલું નોકરી.
દલું રઇને કેવું બોલે રે, ,,
તમે હાંભળો પરણી[1] વાતેં રે, ,,
પરણી નોકરીનો ઉસીલો રે, ,,
એની બૈરી વારાં વરજે[2] રે, ,,
આપડે નોકરી નથી જાવું રે, ,,
દલું હાયુ ને હબાયુ[3] રે, ,,
દલું તાંહી ને નીહેર્યું રે, ,,
દલું પીઠાં ને ધંઓળાં રે, ,,
દલું પીઠાંમાં કુંણુ વાજે રે, ,,
દલું રાજા જોરેહીંગજી રે, ,,
દલું કડકડ મેંલાં સડે રે, ,,
દલું રાજા બાયરૂં નીહર્યું રે, ,,
દલું લળીને મજરો કરે રે, ,,
દલું રાજા રઇને બોલે રે, ,,
દલા હું ને પડજ્યાં કાંમે રે, ,,
પેલું દલું રઇને બોલે રે, ,,
બાવસી મારે નોકરી રેવું રે, ,,
દલું કોરા કાગદ માંગે રે, ,,

---

૧ સ્ત્રી. ૨ વારે, નોકરીએ નહિ જવાનું કહે. ૩ હાઇ કરીને તૈયાર થયો.

દલું હોતે[1] ખડીઓ માંગે રે, દલું નોકરી.
દલું કોરી કલમ માંગે રે, ,,
દલું નોકરી નાંમે માંડો[2] રે, ,,
દલું મઇનાના પાંસ રૂપિયા રે, ,,
દલું તાંહુંને નીહેર્યું રે, ,,
દલું કલાળી ઘેર ગીયું રે, ,,
કલાળ દારૂ હે કે નથી રે, ,,
દલું અરદાવાળો[3] હીહો[4] રે, ,,
દલું આડાઅવળી જોવે રે, ,,
દલું મેડજ્યી[5] ખાતર એર્યું રે, ,,
દલું તાંહુને નીહેર્યું રે, ,,
દલું કોસરી[6] ને અંબાડાં[7] રે, ,,
દલું રઈને કેવું બોલે રે, ,,
દલું અંબાડે કુંણુ વાજે રે, ,,
દલું અબજીવાળો રૂપો રે, ,,
દલું રૂપા લેંબો વાજે રે, ,,
પેલું ભોદરવાળું તગજી રે, ,,
પેલું ભાંણાવાળું જોત્યું રે, ,,
દલું ખાતરેડી[8] લઇ ગીયું રે, ,,
દલું કુંવેરજીનો આરો રે, ,,
દલું તીયાં દાબો માર્યો રે, ,,

---

૧ દવાત, શાહી. ૨ નોકરીમાં મારૂં નામ દાખલ કરો. ૩ અર્ધા રૂપીઆવાળો. ૪ સીસો. ૫ મેડીએ ખાતર પાડવાનો વિચાર કર્યો. ૬-૭ એ નામનાં ડુંગરપુર તાબાનાં ગામ છે. ૮ દલુ ખાતર પાડવા ઉપલા ચાર જણને લઈ ગયો.

દલું ગાડિયો આવી ગાડિયો રે, દલું નોકરી.
દલું ગાડિયો લૂટી લીદી રે, ,,
દલું વેરણવાર પડે રે, ,,
દલું નોકરી દોડતું આવે રે,[1] ,,
દલું રૂપો રઈને બોલે રે,[2] ,,
દલું નખેં કરે નોંકરી રે,[3] ,,
દલું તાંણી તરવાર દોડયું રે, ,,
પેલું[4] જોત્યાને ઝટકાવે રે, ,,
પેલો અબજીવાળો લેંબો રે, ,,
લેબો પણસેં હરીઉ રમે રે, ,,
લેંબો નોકરીને[5] મસકાવે[6] રે, ,,
લેંબે નોંકરી મારી પાડયું રે, ,,



૧ બૂમ થઇ એટલે રાજાના નોકરો ( દલો સુદ્ધા ) દોડી આવ્યા. ૨ એ પ્રમાણે દલાને ધાડપાડુઓને પકડવા આવતો જોઈ રૂપો કહેવા લાગ્યો. ૩ તુ નોકરી કર નહિ ૪ પહેલા. ૫ નોકરને. ૬ ભસકાવે છે, તીરથી વીંધી નાખે છે.

**ટીપ**:—દલો પેલા ચાર જણને કલાલને ઘેર ખાતર પાડવા લઇ ગયો. જતાં જતાં કુંવરજીને આરે તેમને બેસાડી પોતે નોકરી પર ગયો. તે દરમિઆન પેલા ચાર જણે ત્યાંથી જતી ગાડીઓ લૂટી તેની બૂમ પડી કે પીઠના રાજાએ દલાને વ્હારે મોકલ્યો. તેણે એક જણને માર્યો; પછી તે પણ મરાયો.

## ( ૬૦ )

# ખેડાપાના બહારવટીઆ લાલજી પારગી વિષે.

બારપાડા[1] ખેડાપુ વાજીરેજ્યું, કે હે રૂપાળા [2]લાલજી.
લાલજી વાલજીવાળી જોડી, ,,
લાલજીભાઇને દીકરાંવાળી ઝાઝે[3], ,,
લાલજીભાઇ તો સોરે જાઇને બીડો, ,,
સોરા માથે જાજમેં પથરાવો, ,,
પુજારે ઢોલીને [4]અરો તેડો, ,,
જાંની તાંની હેરો[5] ધોળી [6]ધનેં, ,,
ઢોલી તો દોડયો ધાંમ્યો જાયરે, ,,
ગીયો ગીયો પીયોળાંની[7] માળજ્યીં[8], ,,
હેરી હેરી વાંણીલાંની જાંનેં, ,,
હેરારે કરીનં પાસું ફર્યું. ,,
કાંરે ઢોલા હાસી હે કે જુઠી, ,,
બાવસી મારા હાસી હેરે હાસી, ,,
પાડે પાડે માદળ ધુમાડો, ,,
સોરેરે દેવાયો જંગી ઢોલ, ,,
કાંમડીબાંધ્યોરે ભાઇયોડ ભેળા, ,,

---

૧ બાર પાડા ( ફળીઆ ) વાળુ. ૨ ખેડાપાનો નામીચો બહારવટીઓ, જેણે વાગડમાં ઘણી વાર ધાડ પાડી હતી અને જેને લીધે એક વખત સૂંથ રાજ્ય પર રૂ. ૧૨૦૦૦ નો દાવો પડયો હતો. ૩ છોકરા ઝાઝા હતા ૪ અહીં cf. અરોપરો. ૫ તાકો, લૂંટી લાવવાની તજવીજ કરો ૬ ધોળું ધન, ધોળાં ઢોર, ગાય બળદ. ૭ વાગડમાં એક ગામ છે. ૮ માળી ડુંગરી.

સાલો સોરો વાગડમાં જાજ્યે, કે હે રૂપાળા લાલજી,<br>
બારપાડા વડગાંમું વાજી રેજ્યું, ,,<br>
વરજાં પારગેંણુ [1]રોટલેને બીઠી ,,<br>
રોટા કરતે પેલો રોટો ભાગો, ,,<br>
ઘેરની ધણીઆંણી રઇને બોલ્યાં, ,,<br>
આપડે તો નથી જાવું[2] વાગડ, ,,<br>
લાલજી વાલજી રઇને બોલે, ,,<br>
મરાહું તો માલ ખાતે[3] જાહું, ,,<br>
લાવહું તો બાજ્યીં ભાગ પાડહું, ,,<br>
લાલજીભાઈ તો કેડે કમ્મર બીડે, ,,<br>
કલજીભાઇને રેંગણીયો હે તરખો, ,,<br>
ભલજીભાઇને [4]લુવારી બંદુસ્યો, ,,<br>
વાલજીભાઇને બાર ફુલાળી[5] ઢાલે, ,,<br>
ફોરા[6] ફોરા હકનીયા વશારે, ,,<br>
વરજાં પારગેંણુ હજ્યાં[7] માંથાં ફૂટે, ,,<br>
ગીયા ગીયા હારેણુંને વેળે, ,,<br>
આવી સરકી[8] વાંણીલાંની જાંને, ,,<br>
વાંણીલાંની જાંન જાતી મેલી, ,,<br>
આવી સરકી હુનીડાંની જાંને, ,,<br>
લાલજીભાઇ વળેં રઇને કેવું બોલે, ,,

---

૧ લાલજીની વહુ વરજાં પારગેણ રોટલા કરવા બેઠી. .૨ નથી જવું કારણ કે પહેલો રોટલો ભાગી જવાથી અપશુકન થયા છે ૩ માલ ખાતર. ૪ લુહારીઆ. વાંસવાડામાં લુહારીઆ નામનું એક ગામ છે ત્યાંની બંદૂકો વખણાતી હતી. ૫ બાર ફૂલવાળી. ૬ થોડા થોડા શુકન વિચારે છે. ૭ હૈયાં. ૮ આવી ચડી.

કાંરે સોરો ધીરે રઇને લૂટો, કે હે રૂપાળા લાલજી.
લાલજીભાઇ તો વાર ઝેલા[1] રઇયા, ,,
લાલજીભાજ્યેં એક વોળાવી[2] માર્યો ,,
લૂટીરે કરીને પાસા ફર્યા, ,,
આઇયા આઇયા પિયોળાંની માળીં, ,,
લાલજીભાઇનાં [3]ભાંણેજાં કેવાયાં, ,,
સાલો સોરો આપણુ લેતા જાજ્યે, ,,
લાલજીભાઇના ઢોલીડા ઢળાવે, ,,
લાલજીભાઇને ઉકો ભાંગ આલ્યો, ,,
કાંરે ભાંણેજ હાસી હે કે [4]જૂહી, ,,
કાંરે મામા હાસી હેરે હાસી, ,,
બારપાડા વડગાંમુ વાજી રેજ્યું, ,,
વડગાંમામાં કુંણુ પટલીયું વાજે, ,,
માંનજીવાળો જગજી વાજી રેજ્યો, ,,
ભવાંન્યા ઢોલીને અરો તેડયો, ,,
કાંરે ઢોલા જાઇને પૂસી આવો, ,,
માંમારે [5]ફૂજ્યાંના આપણુ ભાઇ, ,,
લાલજીભાઇ તેં વાગડ લૂટી ખાદી, ,,
ઢોલીડો તો દોડતો ધાંમતો ગીયો, ,,
ઢોલીડો તો લળી મજરો કરે, ,,
લાલજીભાઇ તો અવળુ કાંને જુવે, ,,
ઢોલીડો તો તાંહી પાસો ફર્યો, ,,
લાલજીભાઇ તો મજરો નથી ઝેલતા, ,,

---

૧ બ્હાર ઝીલવાને. ૨ વળાવો. ૩ લાલજીના ભાણેજ પિયોળોમાં રહેતા હતા. ૪ કેમ તારે આવવું છે કે નહિ? ૫ મામાફોઈના.

લાલજીભાઇ તો તાંહોને નીહેર્યો, કે હે રૂપાળા લાલજી.
આવી લાગો વડગાંમાની સડકે, ,,
માંનજી ડાંમોર રઇને કેવું બોલે, ,,
કાંરે સોરૂ મુવાહો કે જીવો, ,,
સોરેરે દેવાયો જંગી ઢોલે, ,,
લાલજીભાઈ તું પાસો કીંમ ન ફરે, ,,
આપણુ તો વળી રાંમરાંમીને કરજ્યે, ,,
અંદુસ્યોનો ઉડે ધમ્મારોળો, ,,
હરીયાંવાળો વરહે ઝેંણો મેઘ, ,,
લાલજીભાઇને પાટમાં [1]થોથુ બીડયુ, ,,
લાલજીભાઇ તો રઇને કેવું બોલે, ,,
દીકરા મારા તમે નાહી સટો, ,,
જીવતા ઓહો તો વેરાં વાળહો, ,,
ખેડાપામાં ધુમડલી ધૂમાડી, ,,
[2]અટકવાડે જોરજી પારગી વાજે, ,,
[3]ડુંગોર માથે નારજી પારગી વાજે, ,,
આપડે તો ભાઇનાં વેરાં વાળવાં, ,,
ડાંડોવમાં તો ભાથુ પારગી વાજે, ,,
[4]હરમીમાં તો પુંનો [5]હુમો વાજે, ,,
પાડે પાડે માદળીયાં ધુમાડો, ,,
ઘોરીડા વેસીને દારૂ લાવો, ,,
વરજાં પારગેંણ રઇને કેવું બોલે, ,,
વેરાં વાળો તો સડલો ભાગું, ,,

---

૧ તીર. ૨ ખેડાપાની નજીક સૂંથ તાબાનું એક ગામ. ૩ વાંસવાડા તાબાનું ભુખીઆ પાસે આવેલું ગામ. ૪ ખેડાપાનું ફળીઉં. ૫ પુનો અને સોમો.

ઘુઘરી તો બાકળા ઓરાબ્યા, કે હે રૂપાળા લાલજી.
વેડેવેડે દારૂડો અલાડો, ,,
વાલજીભાઇ તો રઈને કેવું બોલે, ,,
વેરાં વાળું તો દારૂ પીયું, ,,
તાંરે થકી હકનીયાં વશારે, ,,
જમણીરે બોલેરે રૂપારેલ[1], ,,
ઉગતા દાડાનું ધાકુ સોટ્ટુ[2], ,,
આવી સોટી ખેડાપાની પાલે[3], ,,
વડગાંમુ તો બાળી ખેળ કર્યું, ,,
વેરાંરે વાળીને પાસા ફર્યા, ,,
વરજાં પારગેંણુ સુડીલો નંહવાવે, ,,
લાલજીભાઇની મહાંણુમાંડલી[4] નાંશી. ,,



---

૧ કાગડી જમણી બોલે છે તે સારૂં છે. ૨ ફુટક્યું. ૩ ખેડાપાની પાલ ફરી–ખસી આવી. ૪ મસાણ માંડલી, મસાણ કાંઠે લાલજીની યાદગીરી દાખલ માંડવી ઉભી કરી.

## (૬૧)

## ગળીઆકોટ જતાં વહોરાઓ લૂટાયા હતા તે વિષે.

માંડવ માંડવ [૧]ઝણેરે, માંડવનું ડાંમોર વાધજીકું.
ગળિયાગોટનો મેળોરે, ,,
વોરાનો હે મેળોરે, ,,
વાધજી રઈને બોલેરે, ,,
સોરા એરા માથે એરૂરે, ,,
આંતરીવાળી નાળેરે, ,,
તીયાં માલ તો આવહેરે, ,,
વોરાની હે [૨]ગડિયોરે, ,,
કાગદરજ્યા હે બીલેરે, ,,
ધાંમતુ જણુ મોકલાવોરે[૩], ,,
આંતરીવાળી નાળેરે, ,,
નાળે જાઇને બીઠારે, ,,
નેડો આઇયો માલરે, ,,
મલ્લાંજીની ગાડીરે, ,,
ગાડી લૂટી ગાડીરે, ,,
મલ્લાં પીરાંને [૪]હંબાળેરે, ,,
મલ્લાં જેડે આથે હુબારે, ,,
[૫]વિલાતના વળાવિયારે, ,,
વોરાના વળાવિયારે, ,,
તીયાં લડાઈ સાલીરે, ,,
વાધજીકું મારી લીધુંરે, ,,

---

૧ ? ૨ ગાડીઓ. ૩ દોડતું માણસ મોકલાવો. ૪ મુલ્લાં પીરને સંભારે છે. ૫ ડુંગરપુરની એક પાલ છે. ૬ વાધજીને મારી નાખ્યો.

## ( ૬૨ )
# મોડાસાનાં ગાડાં લૂટયા વિષે.

---

ઓડાં લેંઅડવાડાં, લાલુભાઇરે.
ઓડાંમાં કુંણુ વાજે, ,,
તાજુ હે હુરાત, ,,
માંડવકોટી પાલે, ,,
માંડવમાં કુંણુ વાજે, ,,
લાલુ હે ડાંમોરે, ,,
રાસ્તા કોટી પાલે, ,,
રાસ્તામાંય કુંણુ વાજે, ,,
રંગજી હે રંગોત, ,,
પાડાંરે પાડાંના, ,,
જંગી ઢોલ દેવડાવો, ,,
માદેળાં ઘુમાવો, ,,
કીયાં ભેળા થાહુ, ,,
ઘાડાંની પીપેળ, ,,
તીયાં ભેળા થાહું, ,,
કાંમઠડી હાનારો, ,,
તી તો વેલો આવે, ,,
બંદુસ્યો હાનારો, ,,
તીયે વેલો આવે, ,,
ઢાલડીયો હાનારો, ,,
તીયે વેલો આવે, ,,

બાકેળા ઓશવો, લાલુભાઇરે.
કોહંબા ગળાવો, ,,
એક મનસુબો કરો, ,,
અમદાવાદ મોડાહુ[1], ,,
તાંહી ગાડિયો આવે, ,,
લાલુડુ ડાંમોરે, ,,
રઇને કેવું બોલે, ,,
કુંણ હે વોળાવી, ,,
તરકી હે વોળાવી, ,,
તાજુ હે હુરાતે, ,,
રઇને કેવું બોલે, ,,
તરકી હે અટેરૂં[2], ,,
[3]વાટીબંદો કરો, ,,
ગાડિયો ભલી આવી, ,,
લાલુડું ડાંમોરે, ,,
[4]સાત્યીં બંદૂક માંડે, ,,
તરકી મારી પાડયું, ,,
ગાડિયો લૂટી લીધી, ,,
ધીરા રઇને લેજો[5], ,,

---

૧. મોડાસા. ૨ કપરૂં. ૩ વાટમાં બેસીને રસ્તો બંધ કરવો તે. ૪ છાતીએ. ૫ લૂટી લેજો.

# ( ૬૩ )
# ખેડાપાનો લાલજી લૂટ કરતાં કરતાં મરાયા વિષે.

દલ્લી દખ્ખણુની ગાડી આવે, વલાતી મારા.
[1]ઇમરૂમહરૂની ગાડી આવે, ,,
કિયે મારેગે ગાડી આવે, ,,
[2]કાળીહેલ મારેગે ગાડી આવે, ,,
અંબાડામાં કુંણુ ગામેતી વાજે, ,,
અંબાડામાં રૂપાવાળું દલું, ,,
દલું ડાંમોર દોડતું ધાંમતું આવે, ,,
આઇયું આઇયું હરમીને ખેડાપે, ,,
ખેડાપામાં કુંણુ ગામેતી વાજે, ,,
ખેડાપામાં કુબાવાળું લાલજી, ,,
દલું ડાંમોર રઈને કેવું બોલે, ,,
દલ્લીરે દખ્ખણુની ગાડી આવે, ,,
લાલજી પારગી રઈને કેવું બોલે, ,,
કાંરે ભાંણેજ હાસી હે કે જૂઠી, ,,
માંમા મારા હાસી હે રે હાસી, ,,
હરમી માથે જણુ મોકલાવો, ,,
હરમીમાં કુંણુ ગાંમેતી વાજે, ,,
હરમીમાં પુંનો માંનજી વાજે, ,,
માંનજી પારગી રઈને કેવું બોલે, ,,
કાંરે ભાજયો હાંભળો મારી વાતેં, ,,
સાલો સોરો લાલજી તેડાં મોકલે, ,,

---

૧ હીમરૂ. ૨ ડુંગરપુર તાબાનું એક ગામ.

એકરે જોડીના મોટિયાર હબો[1], વલાતી મારા.
મરવે બીયે તો પાસા ૪રો, ,,
કાંરે ભાઇયો કાંરે ભેળા થાહું, ,,
કેરાંવાળે આરે ભેળા થાહું, ,,
લાલજી પારગી મોરીયાળ તાંણે[2], ,,
ડાબીરે કરોળે કાળી કાગ, ,,
જમણી બોલે તો રૂપારેલ, ,,
કાંરે સોરો માઠા હકન થીયા, ,,
જાઇને બેઠા મેંઠીરે લેંબડજયીં, ,,
રૂપાવાળું દહું રઇને બોલે, ,,
મામા મારા ગાડિયો સરકી જાઇ, ,,
લાલજી પારગી રઇને કેવું બોલે, ,,
સાલો સોરો પાસા ફરી જાજ્યે, ,,
સાલો સોરો અંબાડા મારેગે, ,,
અંબાડામાં આપડું હે હગું, ,,
આખો [3]કેકો રોટો ખાતા જાજ્યે, ,,
કોસરીમાં [4]દાડિયાં [5]તોલ વાડે, ,,
લાલજીવાળું ભલજી રઇને બોલે, ,,
વાગડીયાં દાતેડાં લેતા જાજ્યે, ,,
ઝેંણી ઝેંણી વેરણવાર પાડે, ,,
કોસરીનાં ભીલાં દોડતાં આવે, ,,
ડુંગરિયે ડુંગરિયે ભીલડ રમે, ,,
પુંનાવાળું ગમનું મોરે આવે, ,,

---

૧ તૈયાર થાઓ. ૨ આગળ થાય. ૩ આખો એકેકો, એકેકો. ૪ મજુરો. ૫ તલ.

પણુસે' હરજ્યુંને ગમનું રમે, વલાતી મારા.
ભલજીડાને કાંડે ભાલડી વાગી, ,,
લાલજી પારગી રઈને કેવું બોલે, ,,
સાલો સોરો વડગાંમા મારગે', ,,
સોરેનો [1]ઉસાળો લેતા જાજ્યે, ,,
વડગાંમામાં કુંણુ ગાંમેતી વાજે, ,,
વડગાંમામાં માંનજીવાળું જગજી, ,,
જગજીયીંતો ઢોલી જોવા કાડયું, ,,
ઢોલીડે જાઇને [2]સાડી ખાદી, ,,
ઝેંણી ઝેંણી વેરણુવાર પાડે, ,,
વડગાંમાનાં ભીલાં દોડતાં આવે, ,,
ડુગરજ્યીં[3] ડુંગરજ્યીં ભીલાં આવે, ,,
કલજ્યો ને લાહુડો મોંરે આવે, ,,
નથી [4]કરે કુબાવાળા લાલજી, ,,
લાલજી પારગી સાત્યીં બંદૂક માંડે, ,,
[5]મોંરીમાં તો પાંણી [6]દદડી પડયું, ,,
લાલજી પારગી મારિયેંને પાડયું, ,,
કુંબાવાળું ધારજી રઈને બોલે, ,,
કાંરે ભાજ્યો હાંબળો મારી વાતેં, ,,
સાલો સોરો ગાંમ બાળી દીજ્યે, ,,
ઘેરાંરે બાળીને દેણુા[7] રમહું, ,,

---

૧ ઉચાળો, સરસામાન. ૨ ચાડી. ૩ ડુંગરીએ ડુંગરીએ. ૪ લાલજી, તું લડાઈ ન કર. ૫ પહેલાંતો. ૬ બંદૂકનો દારૂ કદાચ હવાયલો હશે તેથી તે ફૂટી નહિ. ૭ દેંગણુા, ડેંગણુા, ડાંડીઆ.

## ( ૬૪ )

## વાગડમાં સિંધીઓની ફોજ ચઢી આવી તેને ગઢીના રાવજી અર્જુનસિંગજીએ મારી નાખી તે વિષે.

વાગડમાં [૧]સીંદુડું વાજી રહ્યુંરે, અરજનશીંગ.
દેશરે દેશનો સીંદુ વાજેરે, ,,
વાગડ તો લૂટી લગડી લીધીરે, ,,
વાગડમાં તો કુંણ શુઓ વાજેરે, ,,
[૨]ગડ માથે અરજનહેંગજી વાજેરે, ,,
એણુંરે સીંદુને કુંણ કાડેરે, ,,
એંણુરે સીંદુને અરજન કાડેરે, ,,
[૩]ઉદેપરમાં ઉદેહેંગજી રાજારે, ,,
ઉદેપરથી [૪]સાંની [૫]હાંડો મોકલેરે, ,,
જઇને લાગી ગડની પોળેરે, ,,
અરજનહેંગને [૬]બેડીયા કાગદ આલેરે, ,,
અરજનહેંગજી રઈને કેવું બોલેરે, ,,
[૭]સરસણુ માતા મને [૮]સળે જાજેરે, ,,
કાળિયોં તો [૯]રેવંત કડાડેરે, ,,
[૧૦]કંટાળાં તો [૧૧]સોકડાં ઘલાવોરે, ,,
[૧૨]ઇંદરીયાં તો પલાંણું નંખાવોરે, ,,

---

૧ સિંધી લોકો. ૨ ગઢી ( વાંસવાડા તાબાનું એક પેટા સંસ્થાન. ૩ ઉદેપુર (મેવાડ). ૪ છાની. ૫ સાંઢણી, ઉંટ (ખબર લઇને). ૬ બેવડીઆ કાગળ, જે વાંચી સાથે રાખેલા કોરા પાનાપર જવાબ લખી મોકલવાનો હોય છે તે. ૭ ? ૮ સહાય થજે. ૯ રેવંત. ૧૦ કાંટાવાળાં. ૧૧ ચોકડાં. ૧૨ ઇંદરીઆ પલાણુ.

ખોડીલાને દીવડલે વદાવેરે,      અરજનશીંગ.
ઘરની ધણીઆંણી [1]વારાં વરજેરે, ,,
જીવતા આવહું તો રાજ કરહુંરે, ,,
અરજનહેંગ તો હેકી અસવાર થઇયોરે, ,,
તાં થકો અરજનહેંગજી નીહર્યોરે, ,,
[2]કોટમાં તો સીંદુકું [3]વાપર્યુરે, ,,
કોટ તો લૂટી લગડી લીધુંરે, ,,
લૂટીરે લગડીને ડેરા [4]દીધારે, ,,
સીંદુકુ તો ભોંયરાં ગોડાવેરે, ,,
સીંદુકુ તો ભોંયરે પાંણી પીયેરે, ,,
અરજનહેંગજી કોટ આવી લાગોરે, ,,
પેલી [5]ઘેંહે અરજનહેંગના ડેરારે, ,,
આંણી ઘેંહે સીંદુડાના ડેરારે. ,,
અરજનહેંગજી એક બે તોપો મારીરે, ,,
કોટવાળો ગડ તોડી પાડયોરે, ,,
સીંદુકું તો ભોંયરામાં ઉતર્યુંરે, ,,
અરજનહેંગજી [6]સેતરી કાંમાં લીધાંરે, ,,
અરજનહેંગજી રઈને કેવું બોલેરે, ,,
[7]સીંદીયાના શપાઈ તને વેંદવુંરે, ,,
તુંરે [8]બદલે તો [9]પટો આલુંરે, ,,
સીંદુડાનો મુખી શપાઈ બદલ્યોરે, ,,

---

૧ વારે, જવાની ના કહે છે. ૨ ગળીઆકોટ. ૩ વ્યાપી રહ્યું, ભરાઈ બેઠા છે. ૪ ડેરા નાખ્યા, મુકામ નાખ્યો. ૫ ઘસે, કાંઠે. ૬ છેતરીને. ૭. સિંધીઓના. ૮. બદલાઇ જાય, ફૂટે, મારી તરફ થઈ જાય. ૯. જાગીર.

[1]કહળકોટ ઇનાંમ લખી આલ્યુંરે, અરજનશીંગ.
હવાહો સીંદુડા જમવા બેઠારે, ,,
અરજનહેંગને તરત ખબર આલેરે, ,,
એમરે કરતાંમાં ફોજ ઉલટીરે, ,,
[2]મઇયાની ઘેંહે ઉતરી પડીરે, ,,
અરજનહેંગજી કોટમાં પેહી ગીયોરે, ,,
અરજનહેંગજી આથે માથાં કાપેરે, ,,
હવાહો સીંદુડા મારી નાંસ્યારે, ,,
અરજનહેંગે [3]દેહમાં ડંકો કર્યોરે. ,,



૧ કુશલકોટ, જે આજે પણ એક સિંધીના ભોગવટામાં છે. ૨ ગળી-આકોટ પાસે મહી નદીને મળનારો એક વહેળો છે. ૩ દેશમાં.

## (૬૫)
## ગઢીના રાવજી અર્જુનસિંગજીએ સીંધીઆની ફોજનો નાશ કર્યો, અને સૂંથના મહેલનો કળશ લીધો તે વિષે.

જાળાંમાં તો [1]માસલી ઝબુકેરે, અરજણશેંગ.
એંણીરે [2]મસીને કુંણ મારેરે, ,,
વાગડમાં તો સીંદુડુ [3]વાપેર્યુરે, ,,
એંણારે સીંદુને કુંણ કાડેરે, ,,
હુંતે માથે હુંનાનો ઘડુલોરે[4], ,,
એંણારે ઘડાને કુંણ ફોડેરે, ,,
વાંહવાળામાં [5]હોળ સે ઉમરાવોરે, ,,
વાંહવાળાનો ધણી રઈને બોલેરે, ,,
મારે તો વળી હોળ સે ઉમરાવેરે, ,,
તાંરે થકાં બીડાં કાગદ મોકલેરે, ,,
આવી પુગા ગડવાળે રાજરે, ,,
ગડવાળો રાવજી વાંસી જોવેરે, ,,
અરજણભાઈ તો [6]મૂસે આથ ઘાલેરે, ,,
એંણારે સીંદુને અરજણ કાડેરે, ,,
વાંહવાળાનો અરદો પટો લૂંરે, ,,
અરજણભાઈ તો માતાજી હંભાળેરે, ,,
અરજણભાઈને હરહેંણુ માતા સેળેરે, ,,
અરજણભાઈને આથે ખાંડુ આલ્યુંરે, ,,

---

૧ માછલી. ૨ મચ્છી. ૩ વ્યાપી રહ્યું. ૪ સૂંથના મહેલપરનો સોનાનો ઘડો (કળશ). ૫ સોળ. ૬ મૂછ.

અરજણભાઈ તો ગાડિયો જોડાવેરે, અરજણશેંગ.
અરજણભાઈયીં તોપેં મોરેં કરીરે, ,,
અરજણભાઈ તો ફોજલડી [1]હુડાડેરે, ,,
અરજણભાઈ તો ભોંયરાંમાંને પેઠારે, ,,
અરજણભાઇએ કાળો ઘોડો કાડયોરે, ,,
અરજણભાઇ તો ઘોડીલો ભીડાવેરે, ,,
અરજણભાઇ તો તાંહોને નીહેર્યોરે, ,,
ગીયો ગીયો મઇ માતાની ઢેહીંરે, ,,
અરજણભાઇ તો તાંબુડો તણાવેરે, ,,
અરજણભાઇ તો [2]કાહિદડાં બોલાવેરે, ,,
અરજણભાઇ તો બેડિયાં કાગદ લખેરે, ,,
કાગદિયાં તો કાહીદડાને આલેરે, ,,
એ કાહિદડુ દોડયું ધાંમ્યું જાયહેરે, ,,
એ કાગદિયાં સીંદુડાને આલ્યાંરે, ,,
એ કાગદિયાં ટાપણુ ટાપણુ બોલેરે, ,,
ઉગતા દાડાની લડાઈ કરવીરે, ,,
અરજણભાઇની તોપેં તો સૂટીરે, ,,
સીંદુડાની તોપેં ફાટી જઇરે, ,,
અરજણભાઇએ ઘોડો કુંડે [3]નાંસ્યોરે, ,,
ફરતો ફરે ગળિયાગોટની મેંરેરે, ,,
સીંદુડાના તંબુ ઝાટકી નાંસ્યારે, ,,
સીંદુડું તો મારી ખેળ કર્યુંરે, ,,
મારીરે કરીને પાસો ફર્યોરે, ,,
અરજણભાઇ તો તાંહોને નીહેર્યોરે, ,,
પડાવ દીદો રાંમપોરની બજારેરે, ,,

---

૧ તૈયાર કરે. ૨ કાસદ. ૩ ચક્કરમાં.

લીદા લીદા હુંતાંના ઘડુલારે, અરજણશેંગ.
હુંતામાં તો રાજા નાંનેંમ પડીરે, ,,
[1]હરહેણુમાં તો બાવાજીનું [2]ઝાઝુંરે, ,,
તાંતો વળેં ધાંમતો જણ મોકલાઇયોરે, ,,
બાવોજી તો રઇને કેવું બોલેરે, ,,
કાંરે સોરા હુંને પડિયાં કાંમેંરે, ,,
આવી પડી વાગડની હે ફોજરે, ,,
હુંતાંના તો ઘડા લૂટી લીધારે, ,,
બાવેજી તો આગ [3]ઉડાડીરે, ,,
ફોજલડી તો નાહવાને વળીરે, ,,
અરજણભાઇ તો ગડાંમાંને ગિયોરે, ,,
ઘડુલા તો વાંહવાળે લેઇ ગિયોરે, ,,
ઘડુલા તો મેલાં માથે મેલ્યારે, ,,
વાંહવાળાનો ધણી રઇને બોલ્યોરે, ,,
અરજણહેગને અરદો પટો આલ્યોરે, ,,
અરજણભાઇએ અરદો પટો લીધોરે, ,,

---

૧ સરસણ એ સૂંથ તાબાનું ગામ છે. ત્યાં બાવાનો મોટો મઠ છે અને તેનેજ એ ગામ પળે છે. ૨ ઝાઝું જોર. ૩ આગિયો હાંક્યો, દુશ્મનોમાં અગ્નિ ફેલાવી.

* ઇતિહાસપરથી જણાય છે કે વાંસવાડાના રાવળજી પૃથ્વીસિંગજીએ સૂંથના રાજા વખતસિંગજી સાથે લડાઈ કરી હતી અને તેનો મુલક જીતી લીધો હતો. પણ તે રાજાની કુંવરી વેરે લગ્ન કર્યા પછી શેરગઢ સિવાયનો બધો મુલક તેને પાછો સ્વાધીન કર્યો હતો, અને સૂંથપર ચડાઈ કરવામાં ગઢીના રાવજી ઉદ્દયસિંગજીએ (અર્જુનસિંગજી નહિં) જે બહાદુરી બતાવી હતી તેના બદલામાં તેને એ આખું પરગણું (શેરગઢનું) ઈનામ આપ્યું હતું

## (૬૬)
## બંદીખાને પડેલા લુટારૂઓ બંદીખાનું તોડીને નાસી ગયલા તે વિષે.

[1]દપતરમાં [2]દરીખાનાં  કાંનજી વાડીયાંમાંરે.
દરીખાંનાં ભરાંણાં, ,,
પડજ્યો ઢંડુ કાળેં, ,,
[3]માથુંરે ગાંમડાનું, ,,
કુંણુ ગાંમેતી વાજે, ,,
[4]રૂપલો કે કટારો, ,,
રૂપો રઈને બોલે, ,,
હાંબળો સોરાં વાતેં, ,,
આપડે નાહી જાવું, ,,
લુવારી બોલાવે, ,,
[5]સીણીયેં હીણીયે માંગે, ,,
[6]બીડજ્યીં કાપી નાંશી, ,,
તાંહી કેદી નાઠા, ,,
અબજીવાળો રૂપો, ,,
રૂપો લેંઓ બાહરે, ,,
ભાંણુવાળો જોત્યો, ,,
ભુદરવાળો તગજી ,,
કેદી નાહી સટા, ,,

---

૧ દફતર. ૨ કેદખાનું (?) ૩. એ ડુંગરપુર તાબાનું ગામ છે. ૪ રૂપલો ઉર્ફે કટારો, એ માથુનો પટેલ હતો ને લૂટ પાડવા બદલ કેદમાં પડયો હતો. ૫ છીણીઓ. ૬ બેડીઓ.

## ( ૬૭ )
## વણજારા વિષે.

માળવાનો હે [1]ટાંડો, નાયક[2] ધીરેરે વણજારો.
બાર હજારી ટાંડો, ,,
માળવે ટાંડો લાધ્યો, ,,
પીળીને પરભાતે, ,,
તાહી ટાંડો આહે,[3] ,,
હી હો[4] હી હો કરે, ,,
વાંસવાળાની સડકે, ,,
ભુખીએ[5] આવી લાગો, ,,
ના તો પડાવ કર્યો, ,,
પીળીને પરભાતે, ,,
તાહી ટાંડો લાધ્યો, ,,
ખેડાપાની સડકે, ,,
પોઠીડાં હીહકારે,[6] ,,
ખાંદે ડેંગળ રોળે,[7] ,,
ગામપોરની[8] સડકે, ,,

---

૧ વણજારાની પોઠ. ( અસલના વખતમાં દેશની અંદરનો બધો વેપાર વણજારા લોકોને હાથ હતો, અને જે જે ઠેકાણે તેઓની પોઠ પડતી તે તે ઠેકાણે મોટાં ગામો વસ્યાં છે; જેવાં કે દોહદ તાલુકામાં ટાંડા, ચદવાણા, કઠલા, કતવારા ૨ વણજારાની પોઠનો આગેવાન નાયક કહેવાય છે. ૩ હાકે ૪ બળદ હાંકતાં ' હી હો, ' ' હી હો ' એમ બોલે છે ને ૫ ભુખીઉ એ વાસવાડા તાબાનું એક ગામ છે. ૬ હી હો, હી હો કરીને હાકે. ૭ ખાંધે ડાંગ હલાવે. ૮ સૂંથરામપુરની.

દાંણી દાંણુ માંગે, નાયક ધીરોરે વણજારો.
વળતું દાંણુ મુકવે,[1] ,,
ગોદરાંની[2] સડકે, ,,
ગોદરે મુકમ કર્યો, ,,
દાંણુંનો હું ભાવ, ,,
ઘઉં સણુા હે મણુના, ,,
માલ ખપાવી દીધો, ,,
તાંહીને નીહેરો,[3] ,,
વળતું દાંણુ મુકવ્યુ, ,,
પામો માળવે ગીયો. ,,

---

૧ ચૂકવે ૨ ગોધરા. ૩ નીસર્યા.

## ( ૬૮ )
## ભવાના માતાએ મરદનો ભોગ માગ્યો તે આપ્યા વિષે.

લેંબજીને નાંમે તો [1]લેંબડવાડુ, માંના હુરેતા.
લેંબોજી તો ઢોરાંમાં ગીયો, ,,
ખરે બપોરે ઘેરે આઇયો, ,,
લેંબજીને રેંગણીઓ[2] હે તરખો,[3] ,,
હાડના[4] પુખાને[5] ગરદી[6] વેરાં,[7] ,,
આગીએ[8] મેલ્યો રેંગણીઓ તરખો, ,,
ખુંટીએ મેલી ઢળકતી ઢાલ, ,,
લેંબજી તો હોડ વાળી પોડયો, ,,
લેંબજીને હમણીયે[9] ઝપક્ષાઇયો, ,,
લેંબજીની માતા પૂસણ પૃસે,[10]
તમને તો હુંને હમણું આઇયુ, ,,
ભડની[11] ભોવાની હપને આવી, ,,
આલું પા[illegible] [illegible]ાકડાંનો ભોગ, ,,
લૂંરે મરદાંવાળો ભોગ, ,,
લેંબજીને મારી મેડાં રંગો, ,,

---

૧ ડુંગરપુર તાબાનું એક ગામ. ૨ રિંગણાના આકારના ૩ તીરનો ભાથો. cf. તરકસ.( કે હ. પ્રુવ ) ૪ હાડકાનાં. ૫ ભાલો ?, [illegible] ( [illegible] પ્રુવ). ૬ ગરદનાં–ગીધના ૭ પીછા ( વેરાયલા ? ). ૮ ઘરના [illegible]માં આજુ-બાજુની ભીંતો પર ખૂંટી ઠોકી તેના પર આડા લાકડા મૂકી તે પર થાપ દઈ જે મૂકવાની જગ્યા બનાવે છે તે પર ૯ સમણાએ. સ્વપ્નાએ ૧૦ પૂછવાનું પૂછે, પૂછે ૧૧ ભડ એ કોઇ જગ્યાનું નામ હોય એમ જણાય છે.

લેજે ભોવાની તારો ભોગ,  માંના હુરેતા.
આલું મરદાંવાળો ભોગ, ,,
× × × × ×
દેરાંણી જેઠાંણી [1]પાંણીહારી, ,,
ડેરે જેઠાંણી વાલી વાત, ,,
હાંભળો દેરાંણી વાલી વાત, ,,
તેઅજી દેવરિયુ મારી લીદુ, ,,
લેઅજીને મારી મેડાં રંગિયાં, ,,
પરણ્યે તો થઇયા મઇના પાંસ, ,,
દેરાંણી તો અર્જીયાં માંથાં કૂટે, ,,
હુરે ખાધાંને હરે પીધાં. ,,

---

૧ પાણીઆરી.

# શુદ્ધિપત્રક.

| પાનું. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૪ | ૧૧ | તમે માળવિયો ગોળ ખાજોરે લોલ | માળવિયો ગોળ ખાજોરે લોલ. |
| ૭ | ૧ | નેંનાંમાં | નેંનામા |
| ૯ | ૩ | ફોંડ્યાં | ફોડ્યાં |
| ૧૩ | ૫ | જળમય | જળમળ |
| ૩૪ | ૮-૧૨-૧૬ | વહુને | વડુને |
| ૪૧ | ૧ | બાપાના | બાપના |
| ૪૩ | ૨ | હાહરૂં રે | હાહરૂ હે |
| ૪૬ | ૩ | સુંથાંપુથ | સુંથાંપુથાં |
| ,, | ૫ | ડાહાને | ડોહાને |
| ,, | ૭ | પરણાવી | પરણાવી રે |
| ૪૭ | ૧ | તલવોડાનું | તલવાડાનું |
| ૫૦ | ૧ | હેંનાં પાપરે | હેંનાં લાગાં પાપરે |
| ,, | ૪ | ડાળ | ડાળરે |
| ,, | ૭-૯ | હેંના | હેંનાં |
| ૫૧ | ૫ | વાંણીલાના | વાંણીલાનાં |
| ,, | ૬ | મુલાવતાંરે | મુલવતાંરે |
| ૫૨ | ૬ | સાંલ્યાં | સાલ્યાં |
| ૫૮ | ટીકા ૧૫ | વડગામના | વડગામાના |
| ૫૯ | ૩ | ખેડાપાંનાં | ખેડાપાનાં |
| ,, | ૬ | ડેગાળજ્યા | ડેંગળજ્યાં |
| ,, | ટીકા ૮ | કડે | કેડે |
| ૬૦ | ૮ | દઇયા | દઇયા, દયા |

| પાનું. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૬૧ | ૬ | ગાંનું | થાંનું |
| ,, | ૧૫ | બિલિઆંરે | બિલિઆરે |
| ૬૩ | ૮ | ઢાલડીઆંની | ઢાલડીઆંનાં |
| ૬૪ | ૨ | ળીયાં | ધુળીયાં |
| ,, | ૬ | ઓાર | ઓાળ |
| ,, | ૮ | મકીના | મકીનાં |
| ૬૫ | ૧ | થુવેરાની | થુવેરાંની |
| ૬૬ | ટીકા ૨ | એક ઠકરાતી ગામ | એક ગામ |
| ૬૯ | ,, ૩ | ગરીઆકોટ | ગળીઆકોટ |
| ૭૩ | ૧ | માડિયુંરે | માંડિયુંરે |
| ,, | ૧૪ | વળવી | વળાવી |
| ૭૮ | ૧૫ | કડગોટ | કડગોટ ને |
| ૮૦ | ૮ | ઉસીલાલ | ઉશીલાલ |
| ,, | ૧૩ | ,, | ,, |
| ૮૧ | ૧ | મારાજા | મા'રાજા |
| ૮૨ | ૫ | જોડી | જોડીરે |
| ,, | ૮ | ડાબી કરોળે તો કાળી કાગ | ડાબી તો કરોળે કાળી કાગ. |
| ૮૩ | ૧ | ઢોલકુંડાનો | ઢોલકુંડાંનો |
| ,, | ૮ | ટામટેના | ટામટિયાના |
| ,, | ૧૪ | પણુસે | પણુસં |
| ૮૪ | ૨ | નજ્યે | નજ્યેં |
| ,, | ૩ | મગર | મગરે |
| ,, | ૧૨ | અમણે | એંમણે |
| ૮૫ | ટીકા ૬ | ખેડાપુના | ખેડાપાના |

| પાનું. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| | ,, ૪ | ધાટી | ધાંટી |
| ૮૭ | ૭ | મજરે | મજરો |
| ૯૧ | ૧૧ | કણા | કણી |
| ૯૨ | ૪ | ઉસીલો | ઉશાલો |
| ૯૩ | ૧૬ | રૂપા | રૂપો |
| ૧૦૦ | ૧૪ | લ ળ્જીની | મલ્લાંજીની |
| ૧૦૬ | ૬ | એણુંરે | એણુારે |
| ,, | ૧૩ | સરસણુ | હરહેંણુ |
| ,, | ૧૪ | કાળિયોં | કાળિયો |
| ૧૦૯ | મથાળું | સીંધીઆની | સિંધીઓની |
| ૧૦૯ | ૭ | હોળસે ઉમરાવોરે | હોળસેં ઉમરાવેંરે |
| ,, | ૯ | હોળસે ઉમરાવેરે | હોળસેં ઉમરાવેંરે |
| ૧૧૦ | ૧૫ | ટાપણુ ટાપણુ | ટપ્પણુ ટપ્પણુ |
| ૧૧૧ | ૨ | હુંનામાં | હુંતાંમાં |
| ૧૧૩ | ૧૫ | રાંમપોરની , | રાંમપોરની સડકે |
| ૧૧૫ | મથાળુ | ભવાના માતાએ | ભવાની માતાએ |
| ,, | ,, | પ્યા વિષે | આપ્યા વિષે |

